ૐ

# જૈન ધર્મની ઉદારતા.

હિંદીમાં—મૂળ લેખક

પંડિત પરમેષ્ઠીદાસ જૈન ન્યાયતીર્થ

અનુવાદક —

નવનીતલાલ ઠાકોરદાસ મોદી બી એ

પ્રકાશક —

જયન્તિલાલ માણેકચંદ ચુડાવાળા

મંત્રી, દિગંબર જૈન યુવક સંઘ નવાપુરા-સુરત

(ભા. શ્રી ખીમચંદ ચંદુલાલ ઝવેરીના સ્મરણાર્થે)

| | | |
|---|---|---|
| પ્રથમવાર<br>૫૦૦ | પર્યુષણપર્વ વીર નિ. સં. ૨૪૬૦<br>સપ્ટેમ્બર ૧૯૩૪ | મૂલ્ય<br>નવ આના |

# વિષયાનુક્રમણિકા



# નમ્ર નિવેદન

જગતને આજે એવા ઉદાર ધર્મની આવશ્યકતા છે કે જ્યાં પ્રેમ અને સમભાવનો સર્વદા નિવાસ હોય. આપણે ઇસાઇઓનો ધર્મપ્રચાર જોઇ ઇર્ષા કરીએ છીએ, આર્યસમાજીઓની કાર્યકુશળતા જોઇ આશ્ચર્યચકિત થઇએ છીએ, અને બૌદ્ધ ઇશુખ્રીસ્ત દયાનન્દ સરસ્વતી વિગેરેના નામોલેખ જોઇ ભગવાન્ મહાવીરનું નામ ન નિહાળી દુઃખી થઇએ છીએ તેનું માત્ર એજ કારણ છે કે તે તે ધર્માનુયાયીઓએ પોતપોતાના ધર્મોનું ઔદાર્ય બતાવી જનતાને પોતાના તરફ આકર્ષિત કરી છે જ્યારે આપણે જૈનધર્મની ઉદારતાનું ગળું રૂંધીનાખી તેને પગનળે ચગદી ચુંથીને ફેંકી દઇએ છીએ. ત્યારે હવે કહો કે જૈનધર્મના માહાત્મ્યને કોણ સમજી શકે! ભગવાન્ મહાવીરને કોણ સમજી શકે! તેમજ ઔદાર્યભારી જૈન ધર્મનો પ્રચાર શી રીતે થઈ શકે!

આ નાના સરખા પુસ્તકમાં એજ બતાવવામાં આવ્યું છે કે જૈનધર્મની ઉદારતા જગતના પ્રત્યેક પ્રાણીને પ્રત્યેક દશામાં સ્વીકારી શકે છે અને તેનો ઉદ્ધાર કરી શકે છે. આશા છે કે પાઠકગણ આ પુસ્તકને આદ્યોપાન્ત વાંચી તેને માર્ગદર્શક બનાવે.

ચંદાવાડી—સુરત<br>
પર્યુષણાપર્વ<br>
વીર નિ. સં. ૨૪૬૦

પરમેષ્ઠીદાસ જૈન ન્યાયતીર્થ.

# પ્રસ્તાવના

શ્રી દિગમ્બર જૈન યુવક સંઘ તરફથી અત્યાર સુધીમાં [illegible] પુષ્પો પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે અને તેમનો સારો પ્રચાર થયેલો હોવાને લઈને આ નવું પુષ્પ દિ. જૈન યુવક સંઘ (સુરત)ના ઉત્સાહી સહમંત્રી ભાઈ શ્રી ખીમચંદ ચંદુલાલ ઝવેરીના સ્મારકરૂપ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

જૈનધર્મના સિદ્ધાન્તો સંકુચિત નથી. જૈન ધર્મ સાર્વત્રિક ધર્મ કહેવાય છે એટલે કે એકજ ચીજ અનેક દૃષ્ટિબિંદુઓથી જોઈ શકાય છે. જૈનધર્મની મહત્તાની આજ ખુબી છે અને તેથીજ વિશ્વધર્મ બની શકે તેમ છે. જૈનધર્મ કેટલો ઉદાર છે અને જૈનધર્મના સિદ્ધાંતો દરેક મનુષ્ય કેવી રીતે સ્વીકારી શકે તે આ ટ્રેક્ટમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

શ્રીયુત્ પંડીત પરમેષ્ઠીદાસજી જૈન ન્યાયતીર્થે હિંદીમાં જૈનધર્મની ઉદારતા નામે પુસ્તક લખ્યું છે તેનું ભાષાંતર કરવાની જે આજ્ઞા આપી તે માટે મૂળ લેખકનો આભાર માનું છું. તેમજ શ્રી નવનીતલાલ દોશી એમ. બી. બી. એસ. ... તેઓએ આ પુસ્તકનું ભાષાંતર કરવામાં પોતાનો અમૂલ્ય સમય આપ્યો છે તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. તથા શ્રી જયંતિલાલ ઠાકોર [illegible] (ઓનર્સ) એમણે આ પુસ્તકનું સંશોધન કરવામાં જે મહેનત કરી છે તેથી તેમનો પણ આભારી છું.

| | |
|---|---|
| નવાપુરા–સુરત | મ. ના. |
| પર્યુષણપર્વ | જયન્તિલાલ સાકેરચંદ ચુડાવાલા |
| વીર સં. ૨૪૬૦ | શ્રી દિગમ્બર જૈન યુવક સંઘ |

એમનો જન્મ વિક્રમ સંવત ૧૯૬૮ પોષ શુદી ૩ ને દિવસે થયો હતો આળવયમાજ પિતૃસુખ ગુમાવ્યુ અને આ વિશ્વવાડીમા હજુ માનવ પુષ્પ ખીલીને સંપૂર્ણપણે ફાલે તે પહેલા તો કરમાઇ ગયુ વિક્રમ સંવત ૧૯૯૦ ના શ્રાવણ શુ૦ ૩ ને દિવસે દેવને પામ્યા ફક્ત ૨૧ વર્ષનું કાળમર્યાદિત જીવન જીવીને આ સંસાર છોડી ગયા એમના મૃત્યુના ૭ મહિના આગમચ એમના માનુશ્રીનો સ્વર્ગવાસ થયો હતો ભાઇશ્રીએ ગુજરાતી તેમજ અંગ્રેજીનો સારો અભ્યાસ કર્યો હતો એમની શાંત મૂર્તિ સેવાભાવના અને ધૈર્યતા ખરેખર એમના જીવન સાથે સંબંધ ધરાવનારને આશ્ચર્ય ઉત્પન્ન કરાવે છે

પ્રત્યેક કાર્યમા આત્મભોગ આપવો એ એમનો પ્રધાન ગુણ કર્મે કર્મે મુક્ત હાસ્યના મુક્તાફળ પથરાય એજ એમની વિશિષ્ટતા સ્વજાતિ બંધુને જોતા સ્વાભાવિક સેવાની આત્મઝાંખી થાય એજ એમનો નાતિજન પ્રત્યેનો પ્રેમભાવ ગૂઢમા ગૂઢ કાર્યના ઉકેલમા સતત પરિશ્રમ કરવો એજ એમની કાર્ય કરવાની મહત્તા આવા એક માનવ આત્માનુ કે જેને સાગ જીવનમા પગને પગને સુખદુઃખના ઉ૮ તડકા અને છાંયડાના આક્રમણ જેમા હોય અને તે છતાપણ જેમણે શાન્તિથી તેનો સામનો કર્યો હોય એવા એક ખીલતી જુવાનીમાં હિંમતભેર મુક્તિને ભેટતા યુવાનબંધુના જીવનની રૂપરેખા દોરતા કોને ગૌરવ નહિ ઉપજે કોને આનંદ નહિ થાય મહકે એમાં મૃગતૃ માનવી પ્રત્યે આ ભાવ પ્રગટ કરવાની વાંછના તૃપ્ત કરવાનો પ્રયાસ અનુભવાય

એમના આ સમયે થએલા અકાળ મૃત્યુ પ્રત્યે પ્રત્યેક બંધુ જન ઉંડી દુઃખની લાગણી પ્રદર્શિત કરી એમના આત્માને શાન્તિ મળે એવી જીનેન્દ્ર ભગવાન પ્રતિ અભ્યર્થના કરે સ્વર્ગસ્થ બંધુના કુટુમ્બીજનોપર અકસ્માત્ આવી પડેલા દુઃખો સહન કરવાને જીનેન્દ્ર ભગવાન બળ આપે એજ આપણી સહુની આંતરિક-હાર્દિક પ્રાર્થના હોય.

તથાસ્તુ

મંત્રી,

શા જયન્તિલાલ સાંકેરચંદ ચુડાવાળા.

શ્રી દિ૦ જૈન યુવક મંડળ સુરત

મુદ્રક—શા ફકીરચંદ મગનલાલ બદામી

મુદ્રણસ્થાન—"શ્રી જૈન વિજયાનંદ" પ્રી. પ્રેસ

કણપીઠ બજાર-સુરત.

# સ્વર્ગસ્થ ખીમચંદને !

[ શિખરિણી ]

અહો ! શાને આવા, પ્રભુ સુન્દર-હાથે રમતા ?
પ્રહારો ઝીણી શા, જીવનઘડ્યું ખડેર નહિ જ્યા !
અરે ! દૂતો ભૂલ્યા, સન ધન કેયા જ, ચન્યા !
ભલા ! આ તારામાં, ગજબ થઇ ગારેલ તમ આ !
ખરે ! સસારે તો, ક્ષણિક જીવનું શાશ્વત નથી
છતાં યાદી ત્હારી, અમ હૃદયથી દૂર ન થતી
કિશોરી મયામાં, ગમન તુજનું એક કયમ ના ?
યુવાની હાર્યો તું, નાના હૃદય રુઝાય કયમ હા ?
નથી બોલ્યો જુઠું, સરળ ભાતો હોત હૃદયે
નમ્યો સોને તું તો નહિ કદીં નમાવ્યું જગતને
રમે હૈડે ત્હારું, મૃદુ-રૂપ આ હાસ્ય કંઈ તું,
અને સેવા-પ્રેમી, શુભ-મુખ ગોરું હજુ
ઉના અશ્રૂ રેડી, પ્રિયજન સખા આજ અહિંના
તને આ અર્પીએ, શુદ્ધ પ્રિય કંઈ અંજલિ જલ
પ્રભો ! ઉઠાવીને તવ અનુપમા જ્યોતિ-નભમાં.
પ્રભો ! સંકેલીને, સુખ મુજ વાડે તુજ શરણ

નવનીતલાલ ખુ શાહ (જેલી)

ॐ

# જૈન ધર્મની ઉદારતા



## પાપીઓનો ઉદ્ધાર.

જે પ્રાણિયોનો ઉદ્ધારક છે તેજ ધર્મ છે એ માટેજ એ આવશ્યક છે કે ધર્મ વ્યાપક, સર્વ અને ઉદાર હોવો જોઇએ જ્યાં સકુચિત દૃષ્ટિ છે, પરસ્પરનો પક્ષપાત છે, શારીરિક યોગ્યાયોગ્યતાના કારણથી આંતરિક નીચ તથા ઉચ્ચપણાના ભેદભાવ છે ત્યા ધર્મ નથી શારીરિક દૃષ્ટિએ કોઇપણ પવિત્ર નથી શરીર આખુય અપવિત્ર છે, તેથી આત્માની સાથે ધર્મનો સબધ માનવો એ વાસ્તવિક છે મનુષ્ય જે શરીરને ઉચ્ચ સમજે છે તે શરીરધારી કુગતિમા પણ ગયાં છે અને જેનું શરીર નીચ મનાય છે તેઓ પણ સુગતિને પામ્યા છે માટે એ નિર્વિવાદ સિધ્ધ છે કે ધર્મ શરીરની બાહ્ય આકૃતિમા નથી પરતુ આત્મામા હોય છે તેથી જૈન ધર્મ એ વાતનો સ્પષ્ટતાપૂર્વક પ્રતિપાદ કરે છે કે પ્રત્યેક પ્રાણી પોતાની સુકૃતિ અનુસાર ઉચ્ચપદ પ્રાપ્ત કરી શકે છે જૈન ધર્મના દ્વાર સર્વને માટે હમેશા ખુલ્લા છે એ વાતને રવિષેણાચાર્યે આ પ્રકારે સ્પષ્ટ કર્યું છે કે—

अनाथानामबन्धूनां दरिद्राणां सुदु खिनाम् ।
जिनशासनमेतद्धि परम शरण मतम् ॥

ભાવાર્થ —જે અનાથ છે, બધુ વિહીન છે, દરિદ્રી છે, અત્યત દુખી છે તેને માટે જૈનધર્મ પરમ શરણભૂત છે

અહિંયા કલ્પિત જાતિયો અગર વર્ણોનો ઉલ્લેખ ન કરતા સર્વ સામાન્ય માનવીને જૈનધર્મજ એક શરણભૂત છે એમ બતાવવામા આવ્યુ છે જૈન ધર્મમા મનુષ્યોની વાત શુ પણ પશુ અગર પ્રાણિ માત્રના કલ્યાણનો વિચાર પણ કરવામા આવ્યો છે

આત્માનો સાચો હિતૈષી, જગતના પ્રાણિયોનો કલ્યાણ કારી, મહા મિથ્યાત્વના ગર્તમાથી મુક્ત કરી સ માર્ગ પર પ્રતિષ્ઠિત કરવાવાળો અને પ્રાણિ માત્રને પ્રેમના પાઠ પાઠવનાર સર્વજ્ઞ કથિત એક જૈન ધમ છે એ વાત નિ સદેહ છે કે, પત્યેક ધર્માવલમ્બીને પોતપોતાના ધર્મના વિષય પરત્વે એવીજ ધારણા હોય છે પરતુ તેને સત્ય સિદ્ધ કરી બતાવવુ કઠિન છે જૈન ધર્મ ઉપદેશ કરે છે કે અહ મમ્રાને ત્યજી દઇ મનુષ્ય સાથે મનુષ્યતાનો વ્યહવાર રાખો, પ્રાણિમાત્ર સાથે મૈત્રીભાવ રાખો, અને નિરતર પરહિતમા નિરત રહો માનવીજ નહિ પશુઓના પણ કલ્યાણનો ઉપાય વિચારો અને તેઓને ઘોર દુખી દાવાનળમાથી ઉગારો

ધર્મ શાસ્ત્ર એનું જ્વલંત પ્રમાણ છે કે જૈનાચાર્યોએ હાથી, સિંહ, શિયાળ, ડુક્કર, વાંદરા, નોળિયા આદિ પ્રાણિયોને પણ ધર્મોપદેશ આપીને તેઓનું કલ્યાણ કર્યુ હતું (જુઓ આદિપુરાણ પર્વ ૧૦ શ્લોક ૧૪૯) માટેજ મહાત્માઓને અકારણ બંધુ કહેવામા આવે છે એક સાચા જૈનનું કર્તવ્ય છે કે મહા દુરાચારીને પણ ધર્મોપદેશ આપીને તેનું કલ્યાણ કરે એ સબંધી અનેક ઉદાહરણો જૈન શાસ્ત્રોમા માલમ પડે છે

જિન ભકત ધનદત્ત શેઠ મહાવ્યસની વેશ્યાશક્ત દ્દઢસૂર્યને ફાસીપર આરૂઢ થયેલો જોઇને તે જગાએ નમોકાર મંત્ર ઉચ્ચાર્યો હતો, કે જેના પ્રભાવથી તે પાપાત્મા પુણ્યાત્મા બનીને દેવ થયો. તેજ દેવ ધનદત્તશેઠની સ્તુતિ કરતા કહે છે કે'—

> अहो श्रेष्ठिन्! जिनाधीशचरणार्चनकोविद।
> अहं चौरो महापापी दृढसूर्याभिधानक. ॥३१॥
> त्वत्प्रसादेन भो स्वामिन् स्वर्गे सौधर्मसंज्ञके।
> देवो महर्द्धिको जातो ज्ञात्वा पूर्वभवं सुधी ॥३२॥
> आराधना कथा नं ९३ वीं।

ભાવાર્થ —જીનચરણ પૂજનમા ચતુર હે શ્રેષ્ઠી! હું દ્દઢસૂર્યનામનો મહાપાપી ચોર આપના પ્રસાદથી સૌધર્મ સ્વર્ગમા ઋદ્ધિધારી [illegible]

આ કથામાંથી એ તાત્પર્ય તારવી શકાય છે કે પ્રત્યેક જૈનનુ કર્તવ્ય મહાપાપીને પાપમાર્ગથી ઉગારીને સન્માર્ગે લગાડવાનુ છે

જૈનધર્મમા એવા મહાપાપીઓને શુદ્ધ કરીને શુભ ગતિમા પ્રયોજી શકવાની શક્તિ છે અને જો જૈનધર્મની ઉદારતાનો વિચાર કરવામા આવે તો સ્પષ્ટ માલમ પડશે કે વિશ્વધર્મ બનવાની એનામા શક્તિ છે અને જૈન ધર્મજ વિશ્વધર્મ થઇ શકે છે જૈનાચાર્યોએ એવા એવા પાપીઓને પુણ્યાત્મા બના યા છે કે જેની કથાઓ સાંભળીને વાચક આશ્ચર્ય પામશે

અનંગસેના નામની વેશ્યા પોતાના વેશ્યા કર્મને છોડીને જૈનદીક્ષા ગ્રહણ કરે છે અને જૈનધર્મની આરાધના કરીને સ્વર્ગે જાય છે યશોધર મુનિ મહારાજે મત્સ્યભક્ષી મૃગસેન (ધીવરને) પારખીને નમોકાર મંત્ર પાઠવ્યો અને વ્રતગ્રહણ કરાવ્યુ જેથી તે મરીને શ્રેષ્ઠી કુળમા જન્મ પામ્યો યમપાલ ચાડાલની કથા તો જૈનધર્મની ઉદારતા પ્રગટ કરવામા સૂર્યની સમાન છે જે ચાડાલનો વ્યવસાય માનવીઓને ફાંસી પર લટકાવીને પ્રાણનાશ કરવાનો હતો તેજ અસ્પૃશ્ય કહેવાતો પાપાત્મા થોડા વ્રતના પ્રભાવથી દેવોદ્વારા અભિષિક્ત અને પૂજ્ય થઇ જાય છે જેમકે –

तत्र तद्व्रतमाहात्म्यात्महाधर्मानुरागतः ।
सिंहासने समारोप्य देवताभिः शुभैर्जलैः ॥७६॥
अभिषिच्य महर्येण दिव्यवस्त्रादिभिः सुधीः ।
नानारत्नसुवर्णाद्यैः पूजितः परमादरात् ॥७७॥

ભાવાર્થ—તે યમપાલ ચાંડાલને વ્રતના મહાત્મ્યથી તથા ધર્માનુરાગથી, દેવોએ સિંહાસન પર પ્રતિષ્ઠિત કરીને શુભ જળથી તેનો અભિષેક કર્યો અને અનેક વસ્ત્ર તથા આભૂષણોથી તેનુ સન્માન કર્યુ.

એટલુ જ નહિ પરંતુ રાજાએ પણ તે ચાંડાલ પ્રતિ નમીભૂત થઈને તેની ક્ષમા માગી હતી તથા પોતે પણ તેની પ્રતિષ્ઠા કરી હતી. જેમકે—

तं प्रभावं समालोक्य राजाद्यैः परया मुदा।
अभ्यर्चितः स मातंगो यमपालो गुणोज्ज्वलः ॥७८॥

ભાવાર્થ—તે ચાંડાલના વ્રતનો પ્રભાવ જોઈને રાજા તથા પ્રજાએ ઘણા હર્ષની સાથે ગુણોથી ઉજ્વલિત તે યમપાલ ચાંડાલની પૂજા કરી હતી.

કેટલી આદર્શ ઉદારતા છે! ગુણોની સમક્ષ ન તો હીન જાતિનો વિચાર આવ્યો અને નહિ તેની અસ્પૃશ્યતાની સૂગ લગી માત્ર એક ચાંડાલનું દૃઢવ્રતી હોવાના કારણથી તેનો અભિષેક અને પૂજન પણ કરવામાં આવ્યુ અહિ છે જૈન-ધર્મની સાચી ઉદારતાનો એક નમૂનો એજ પ્રકરણમા

જાતિમદ નહિ કરવાનો ઉપદેશ કરતા સ્પષ્ટ લખ્યું છે કે –

चाण्डालोऽपि व्रतोपेतः पूजितः देवतादिभिः ।
तस्मादन्यैन विप्राद्यैर्जातिगर्वो विधीयते ॥३०॥
आराधना कथा न. ७४ वी ।

ભાવાર્થ –વ્રતોથી યુક્ત ચાંડાલનુ પણ દેવોદ્વારા પૂજન થયુ એ માટે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યોએ પોતાની જાતિનો ગર્વ નહિ કરવો જોઇએ

અહિ જાતિમદનુ કેવું સુંદર નિરાકરણ કર્યું છે! જૈનચાર્યોએ નીચ ઉચના ભેદ મીટાવીને, જાતિ આદિના બંધનો તોડીને અને વર્ણ ભેદોને મહત્વ નહિ આપતા સ્પષ્ટ સ્વરૂપમા ગુણોનેજ કલ્યાણકારી બતાવ્યા છે અમિત ગતિ આચાર્યે એ વાતને નીચેના શબ્દોમા લખી છે –

शीलवन्तो गता स्वर्गे नीचजातिभवा अपि ।
कुलीना नरकं प्राप्ता शीलसंयमनाशिनः ॥

ભાવાર્થ –જેઓને નીચ જાતિમા ઉત્પન્ન થયા કહેવામા આવે છે તેઓ શીલધર્મ ધારણ કરીને સ્વર્ગે ગયા છે અને જેનો માટે ઉચ કુલીન થવાનો મદ કરવામા આવે છે તેવા દુરાચારી મનુષ્ય નરકમાં ગયા છે

આવા પ્રકારના ઉદાહરણોથી એ વાત સ્પષ્ટ થાય છે કે જેટલી ઉદારતા, જેટલી વાત્સલ્યતા અને જેટલો અધિકાર જૈનધર્મે ઉચ નીચ તમામ મનુષ્યોને આપ્યો છે

તે પ્રમાણે અન્ય ધર્મમા બનવુ અશક્ય છે. જૈનધર્મની એ વિશેષતા છે કે પ્રત્યેક વ્યકિત નરનો નારાયણ થઈ શકે છે મનુષ્યની વાત તો દૂર રહી પરતુ ભગવાન સમન્તભદ્રના કથન અનુસારતો—

"श्वाऽपि देवोऽपि देव श्वा जायते धर्मकिल्बिषात्"

**ભાવાર્થ**—ધર્મ ધારણ કરવાથી કુતરો પણ દેવ થઇ શકે છે અને પાપના કારણથી દેવપણ કુતરો થઇ જાય છે

## ઉચ અને નીચમાં સમભાવ

એ પ્રકારે જૈનાચાર્યોએ પદે પદે સ્પષ્ટ ઉપદેશ કર્યો છે કે પ્રત્યેક જીજ્ઞાસુને ધર્મમાર્ગ બતાવો, તેને દુષ્કર્મ છોડવાનો ઉપદેશ આપો, અને જો તે સત્માર્ગ પર ચઢી જાય તો તેની સાથે બધુસમ વ્યવહાર આદરો સાચી વાત તો એ છે કે ઉચને ઉચ બનાવવામા આવતા નથી કેમકે તે સ્વય ઉંચ છેજ પરતુ જે ભ્રષ્ટ છે, સ્થાનચ્યુત છે, પતિત છે, તેને જે ઉચ્ચપદ પર સ્થિત કરી દે તેજ સાચો ઉદાર ધમ છે એ ખુબી પતિતપાવન જૈનધર્મમા છે એ સબધમા જૈનાચાર્યોએ કેટલાયે સ્થાનો પર સ્પષ્ટ વિવેચન કર્યુ છે પચાધ્યાયીકારે સ્થિતિકરણનુ વિવેચન કરતાં લખ્યુ છે કે—

सुस्थितीकरण नाम परेषां सदनुग्रहात् ।
भ्रष्टानां स्वपदात्तत्र स्थापन तत्पदे पुन ॥८०७॥

ભાવાર્થ —નિજપદથી ભ્રષ્ટ થયેલા માનવીયોને અનુગ્રહપૂર્વક તેજ પદે પુન સ્થિત કરી દેવા એનુ નામ સ્થિતિકરણ અગ છે

આથી એ સિદ્ધ થાય છે કે જે કોઈ કારણથી ભ્રષ્ટ અગર પતિત થયેલી વ્યકિતયો હોય તેને પુન શુદ્ધ કરી લેવી અને તેને ફરીથી પોતાના ઉચ્ચપદ પર સ્થિત કરી દેવી જોઈએ એજ ધર્મનુ વાસ્તવિક અગ છે નિર્વિચિકિત્સા અગનુ વર્ણન કરતા પણ એજ પ્રકારે ઉદારતા પૂર્ણ કથન કર્યું છે જેમકે —

दुर्दैवाद्दु खिते पुंसि तीव्रासातादृणास्पदे ।
यन्नास्यापर चेत स्मृतो निर્विचिकित्सक ॥८३॥

ભાવાર્થ -જે પુરૂષ દુર્દૈવના કારણથી દુ ખી છે અને તીવ્ર "અસાતા કર્મ"ના કારણથી ઘણાનુ સ્થાન બની ગયો છે તેની પ્રતિ અદયાપૂર્ણ ભાવ નહિ બતાવવો એનું નામ નિર્વિચિકિત્સા છે

ઘણો ખેદનો વિષય છે કે આજે આપણે સમ્યકત્વના આ પ્રધાન અંગને ભૂલી ગયા છીએ અને અભિમાનને વશિભૂત થઈને પોતાનેજ સર્વ શ્રેષ્ઠ સમજીએ છે તથા દીન, દરિદ્રી અને દુખીને નિત્ય ઠોકરે મારીને જાતિમદમાં

મત્ત રહીયે છીએ એવા અભિમાનીઓનો ઘમંડ ભૂંઠો પાડવાને માટે પચાધ્યાયીકારે સ્પષ્ટ લખ્યું છે કે–

नैतत्तन्मनस्यज्ञानमस्म्यहं सम्पदां पदम्।
नासावस्मत्समो दीनो वराको विपदां पदम् ॥६८४॥

ભાવાર્થ—મનમાં એ પ્રકારનું અજ્ઞાન ન થવું જોઈએ કે હું તો શ્રીમાન્ છું, મોટો છું, અને તેથી એ વિપત્તિઓનો ભોગ થઈ પડેલ દીન દરિદ્રી મ્હારી સમાન નથી થઈ શકતા પરંતુ પ્રત્યેક દીન હીન વ્યક્તિ પ્રતિ સમાન તાનો વ્યવહાર રાખવો જોઈએ જે મનુષ્ય જાતિમદ અને ધનમદમાં મત્ત થઈને પોતાને મોટો માને છે તે મૂર્ખ છે, અજ્ઞાની છે પરંતુ જેને મનુષ્ય તો શું પણ પ્રાણિમાત્ર સમભાવી માલમ પડે છે તેજ સમ્યગ્દૃષ્ટિ છે, તેજ જ્ઞાની છે, તેજ માન્ય છે, તેજ ઉચ્ચ છે, તેજ વિદ્વાન છે, વિવેકી છે અને તેજ સાચો બુદ્ધિશાળી છે મનુષ્યોની વાત તો શું પરંતુ ત્રસસ્થાવર પ્રાણિમાત્રની પ્રીતિ સામ્યભાવ રાખવાનો પચાધ્યાયીકારે ઉપદેશ દીધો છે જેમકે–

प्रत्युत ज्ञानमेवैतत्तत्र कर्मविपाकजाः।
प्राणिनः सदृशाः सर्वे त्रसस्थावरयोनयः ॥६८५॥

ભાવાર્થ–દીન હીન પ્રાણિયો પ્રતિ ઘૃણા નહિં કરતા એવો વિચાર કરવો જોઈએ કે કર્મોના કારણથી આ જીવ ત્રસ અને સ્થાવર યોનિમાં ઉત્પન્ન થયાં છે નહિ તો એ સર્વે સરખા છે

જૈનધર્મની ઉદારતા એ વાતને સ્પષ્ટ કરે છે કે આ ધર્મને મનુષ્ય, દેવ, તિર્યંચ અને નારકી સર્વે ધારણ કરીને પોતાનું કલ્યાણ કરી શકે છે જૈનધર્મ પાપનો વિરોધી છે, પાપીનો નહિ અને જો પાપીનો વિરોધ કરવા માટે તેઓથી ઘૃણા કરે તો કોઈપણ અધર્મપર્યાયવાળા ઉચ્ચપર્યાયને પામી શકે નહિ, અને શુભાશુભ કર્મોની તમામ વ્યવસ્થા બગડી જાય કથા-ગ્રંથોમાંથી માલૂમ પડશે કે જૈનધર્મે નીચ-અતિનીચ પાપાત્માઓને પવિત્ર કરીને પરમપદ પર સ્થિત કર્યા છે

કપિલ બ્રાહ્મણે ગુરુદત્ત મુનિને આગ લગાડીને બાળી નાખ્યા હતાં છતાપણ તે પાપી પોતાના પાપોનો પશ્ચાતાપ કરીને સ્વયં મુનિ થઈ ગયો હતો જયેષ્ઠા આર્યિકાએ એક મુનિ સાથે શીલભ્રષ્ટ થઈને પુત્ર-પ્રસવ કર્યો હતો, છતાપણ તે પુન શુદ્ધ થઈને આર્યિકા થઈ ગઈ હતી અને સ્વર્ગે ગઈ ગજમણુએ પોતાના માંડલિક રાજાની સ્ત્રીને પોતાને ત્યાં ખબાતકારથી રાખી હતી અને તેની સાથે વિષય-ભોગ કર્યો હતો, છતાપણ તે બન્ને મુનિદાન કરતા અને અંતે બન્ને દીક્ષા લઈને અચ્યુત સ્વર્ગમાં ગયા શિવભૂતિ બ્રાહ્મણની પુત્રી દેવવતીની સાથે શંભૂએ વ્યભિચાર કર્યો, ત્યારપછી તે ભ્રષ્ટ દેવવતી વિરક્ત થઈને હરીકાન્તા નામની આર્યિકા પાસે ગઈ અને દીક્ષા લઈને સ્વર્ગે ગઈ વેશ્યાનપટી અજનચોર તો

એજ ભવમાં મોક્ષે જઈને જૈનિયોના ભગવાન બની ગયા હતા ચાસળભી મૃગધ્વજ મુનિદિક્ષા ગ્રહણ કરી તેજ ભવે કર્મ નષ્ટ કરી પરમપદને પામ્યા હતા મનુષ્યભક્ષી સૌદાસ રાજા મુનિ થઇને તેજ ભવમાં મોક્ષે ગયા ઈત્યાદિ સેકડો દાખલાઓ મોજુદ છે, જેનાથી સિદ્ધ થાય છે કે જૈનધર્મ પતિતપાવન છે એ પાપીઓને પણ પરમાત્મા બનાવી દેવાવાળો છે અને સર્વથી અધિક ઉદાર છે.

જૈન શાસ્ત્રોમાં ધર્મ ધારણ કરવાનો ઇજારો અમુક વર્ણ અગર જાતિને આપવામાં આવ્યો નથી પરંતુ મનવચન કાયથી પ્રત્યેક પ્રાણી ધર્મ ધારણ કરવાને અધિકારી છે એમ બતાવવામાં આવ્યુ છે જેમકે –

"मनोवाक्कायधर्माय मताः सर्वेऽपि जन्तवः"।
—श्रीसोमदेवसूरि ।

આવી આવી આજ્ઞાઓ, પ્રમાણ અને ઉપદેશ જૈન શાસ્ત્રોમાં ભરેલા છે તથાપિ કિંચિત દ્રષ્ટિવાળા જાતિ મદમાં મત્ત થઇને એ વાતોની પરવા નહિ કરતાં પોતાને જ સર્વોચ્ચ સમજીને બીજાના કલ્યાણમાં મજબૂત અંતરાય ઉત્પન્ન કરે છે એવી વ્યક્તિઓ જૈનધર્મની ઉદારતાનો નાશ કરીને પોતે તો પાપનો બંધ કરે છેજ છતાં સાથે પતિતોના ઉદ્ધારમાં, અવનતોની ઉન્નતિમાં અને પદચ્યુતોના ઉત્થાનમાં પણ બાધકરૂપ બનીને ઘોર અત્યાચાર કરી રહ્યા છે તેઓને માત્ર એક એટલોજ રહે છે કે જે નીચ કહે

વાળી વ્યક્તિ પણ જૈનધર્મ ધારણ કરી લેશે તો તેમનામા અને તેનામા શુ ભેદ રહેશે ? પરંતુ એઓને એટ જ્ઞાન નથી કે ભેદ હોવોજ જોઇએ એવી ક્યાં જરૂર છે જે જાતિને તમો નીચ સમજો છો તે જાતિમાં શુ બધ લોકો પાપી, અન્યાયી અત્યાચારી, અગર દુરાચારી હો છે ? અથવા જેને તમોએ ઉચ્ચ સમજી લીધા છે તે જાતિમ શુ બધા લોકો ધર્માત્મા અને સદાચારીના અવતારરૂ હોય છે ? જો એમ નથી તો તમોને કોઈ વર્ણને ઉચ અગર નીચ કહેવાનો શો અધિકાર છે ?

હા, જો ભેદવ્યવસ્થા કરવીજ હોય તો જે દુરાચારી છે તેને નીચ અને જે સદાચારી છે તેને ઉચ કહેવા જોઈએ શ્રી રવિષેણાચાર્યે એ વિષયમા પદ્મપુરાણમા લખ્યુ છે કે

चातुर्वर्ण्य यथान्यच्च चाण्डालादिविशेपण ।
सर्वमाचारभेदेन प्रसिद्ध भुवने गतम् ॥

ભાવાર્થ — બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર અગર ચાં ડાલાદિના તમામ વિભાગ આચરણના ભેદથીજ લોકમા પ્રસિદ્ધ થયા છે એ વાતનુ સમર્થન સ્પષ્ટ શબ્દોના આચાર્ય શ્રી અમિતગતિ મહારાજે આ પ્રકારે કહ્યુ છે કે —

आचारमात्रभेदेन जातीनां भेदकल्पनम् ।
न जातिर्ब्राह्मणीयास्ति नियता क्वापि तात्त्विकी ॥
गुणैः सपद्यते जातिर्गुणध्वंसैर्विपद्यते ॥

ભાવાર્થ-શુભાશુભ આચરણના ભેદથીજ જાતિયોમા ભેદની કલ્પના કરવામાં આવી છે, પરંતુ બ્રાહ્મણાદિ જાતિ કોઈ સ્થાનપર નિશ્ચિત વાસ્તવિક અમર સ્થાયી નથી કારણકે ગુણોને લીધેજ ઉચ્ચ જાતિ પ્રાપ્ત થાય છે અને ગુણોનો નાશ થવાથી તે જાતિનો પણ નાશ થઇ જાય છે

વાચકો ! આનાથી અધિક સ્પષ્ટ, સુદર તેમજ ઉદાર કથન બીજુ શું હોઇ શકે ? અમિતગતિઆચાર્યે ઉપરના કથનમા જાતિયોને કપૂરની માફક ઉડાવી દીધી છે અને સ્પષ્ટ ઘોષિત કર્યું છે કે જાતિયો કાલ્પનિક છે-વાસ્તવિક નથી તેના વિભાગ શુભ અને અશુભ આચરણ પર આધાર રાખે છે અને નહિ કે જન્મપર તથા કોઇપણ જાતિ સ્થાયી નથી જો કોઇ ગુણી છે તો તેની જાતિ ઉચ્ચ છે અને જો કોઈ દુર્ગુણી છે તો તેની જાતિ નષ્ટ થઇને નીચ થઇ જાય છે આથી સિદ્ધ થાય છે કે નીચમા નીચ જાતિમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય શુદ્ધ થઇને જૈનધર્મ ધારણ કરી શકે છે અને તે જન્મથીજ ધર્મનો દાવો કરનાર એક જૈનીના જેટલોજ પવિત્ર થઇ શકે છે પ્રત્યેક વ્યક્તિ જૈની બનીને આત્મ કલ્યાણ કરી શકે છે જ્યારે અન્ય ધર્મોમાં જાતિ વર્ણ અગર સમુહવિશેષનો પક્ષપાત છે ત્યારે જૈનધર્મ એનાથી બીલ્કુલ વેગળો છે અહિયા કોઇપણ ખાસ જાતિ પ્રતિ રાગદ્વેષ નથી, પરંતુ માત્ર આચરણ પરજ દૃષ્ટિ રાખવામા આવી છે જે આજે ઉચ્ચ છે તે અનાર્યોના

આચરણથી નીચ પણ બની જાય છે જેમકે —

"अनार्यमाचरन् किंचिज्जायते नीचगोचरः"

रविषेणाचार्य

જૈનસમાજનું કર્તવ્ય છે, કે આ આચાર્યોક્ત વાક્યોપર વિચાર કરે, જૈનધર્મની ઉદારતાને સમજે અને અન્યોને વિનાસંકોચે જૈનધર્મમા દીક્ષિત કરીને પોતાની સમાન બનાવી લે કોઇપણ વ્યક્તિ જ્યારે પતિતપાવન જૈનધર્મને ધારણ કરી લે ત્યારે તને તમામ ધાર્મિક અને સામાજીક અધિકાર આપવા જોઇએ અને તેને પોતાના બંધુથી કમ નહિ સમજવા જોઇએ જેમકે —

विप्रक्षत्रियविट्शूद्रा प्रोक्ता क्रियाविशेषतः ।
जैनधर्मे पराः शक्तास्ते सर्वे बांधवोपमाः ॥

ભાવાર્થ -બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રતો આચરણના ભેદથી કલ્પિત કરવામા આવ્યા છે પરંતુ જ્યારે એ લોકો જૈનધર્મ ધારણ કરી લે છે ત્યારે સર્વેને આપણા બંધુસમાન સમજવા જોઇએ

આ ઉપરથીજ માલૂમ પડશે કે જૈનધર્મ કેટલો ઉદાર છે અને એને ધારણ કરતાજ પ્રત્યેક વ્યક્તિ સાથે કયા પ્રકારનો પ્રેમ વ્યવહાર કરવાનો ઉપદેશ આપવામા આવે છે, પરંતુ જૈનધર્મની આ મહાન ઉદારતાને સમજવા છતા પણ જેની દુર્બુદ્ધિમા જાતિમદનું વિષ ભરેલુ છે, તેના

સંબંધમાં શું કહી શકાય? અસ્તુ, જૈનધર્મ તો એટલો ઉદાર છે કે કોઈપણ મનુષ્ય જૈન બનીને તમામ ધાર્મિક અને સામાજીક અધિકારોને પ્રાપ્ત કરી શકે છે

## વર્ણ પરિવર્તન

કેટલાક લોકોની એવી માન્યતા છે કે જાતિ ભલે બદલાય પણ વર્ણ પરિવર્તન થઈ શકે નહિ પરંતુ તેઓની એ ભૂલ છે કારણ કે વર્ણપરિવર્તન થયા વિના વર્ણની ઉત્પત્તિ અને તેની વ્યવસ્થા પણ થઈ શકતી નથી. જે બ્રાહ્મણ-વર્ણને સર્વોચ્ચ માનવામાં આવી છે તેની ઉત્પત્તિ પર થોડીક દૃષ્ટિ નાંખીએ તો માલમ પડશે કે તે બ્રાહ્મણ વર્ણ ત્રણે વર્ણોની વ્યક્તિઓમાંથી ઉત્પન્ન થયો છે. આદિ પુરાણમાં લખ્યું છે કે જ્યારે ભરત રાજાએ બ્રાહ્મણ વર્ણ સ્થાપિત કરવાનો વિચાર કર્યો ત્યારે રાજાઓને આજ્ઞા આપી હતી કે—

'सदाचारैर्निजैरिष्टैरनुजीविभिरन्विता ।
अद्यास्मदुत्सवे यूयमायातेति पृथक् पृथक् ॥ पर्व ३८-१०॥

ભાવાર્થ—તમે લોકો તમારા સદાચારી ઇષ્ટમિત્રો સહિત તથા નોકર ચાકરોને લઈને આજે અમારા ઉત્સવમાં આવજો આ પ્રકારે ભરત ચક્રવર્તીએ રાજા, પ્રજા, અને નોકર ચાકરોને બોલાવ્યા હતા, તેમાં ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર સર્વ વર્ણના લોકો હતા. તેમાંથી જે લોકો હીંસા, ઘાસનું, મર્દન

કરતા કરતા મહેલમા પહોચી ગયા તેઓની ચક્રવર્તીએ ઉપેક્ષા કરી અને જે લોકો લીલા ધાન્યનુ મર્દન નહિ કરતા બહારજ ઉભા રહ્યા અગર પાછા ચાલી જવા લાગ્યા તેઓને બ્રાહ્મણ બનાવી દીધા, આ પ્રકારે ત્રણ વર્ણોમાથી વિવેકી અને દયાળુ લોકોને બ્રાહ્મણ વર્ગમા સ્થાપિત કરવામા આવ્યા

હવે અહિયા વિચારવા યોગ્ય એ વાત છે કે જ્યારે શૂદ્રોમાથી પણ બ્રાહ્મણ બનાવવામા આવ્યા, વૈશ્યમાથી પણ બનાવવામા આવ્યા અને ક્ષત્રિયોમાથી પણ બ્રાહ્મણ તૈયાર કરવામા આવ્યા ત્યારે વર્ણ અપરિવર્તનીય કેવી રીતે થઇ શકે? બીજી વાત એ છે કે ત્રણ વર્ણોમાથી એક ચોથી વર્ણ તો પુરૂષોનીજ બનાવવામા આવી ત્યારે એ નવા બ્રાહ્મણોની સ્ત્રિયો કેવી રીતે બ્રાહ્મણ બની ગઇ, હશે? કારણકે સ્ત્રિયોને તો મહારાજા ભરતે આમંત્રિત નહોતિ કરી પરંતુ એમા તો રાજા અને તેઓના નોકર ચાકર આદિજ આ યા હતા અને તેમા બધા પુરૂષોજ હતા એ વાત આ કથનથી વધારે પુષ્ટ થાય છે કે તે બધા બ્રાહ્મણોને યજ્ઞોપવીત પહેરાવવામા આવ્યા હતા જેમકે —

तेषां कृतानि चिह्नानि सूत्रैः पद्माह्वयान्निधेः ।
उपात्तैर्ब्रह्मसूत्राह्वैरेकाद्येकादशान्तकैः ॥ पर्व३८-२१॥

ભાવાર્થ —પદ્મનામક નિધિથી બ્રહ્મસૂત્ર લઇને એકથી અગિયાર સુધી (પ્રતિમાનુસાર) તેના ચિન્હ કર્યા—એટલે કે

તેઓને યજ્ઞોપવીત પહેરાવ્યા

એ વાત તો સિધ્ધ છે કે યજ્ઞોપવીત પુરૂષોનેજ પહેરાવવામા આવે છે ત્યારે તે બ્રાહ્મણોને માટે સ્ત્રિયો કયાંથી આવી હશે ? કહેવું પડશે કે જે પહેલાની પત્નીઓ ક્ષત્રિય, વૈશ્ય, અગર શૂદ્રા હશે તેઓનેજ બ્રાહ્મણી બનાવી લેવામા આવી હશે. આથી તેઓનું પણ વર્ણ પરિવર્તન થઇ જવુ નિશ્ચિત છે શાસ્ત્રોમા પણ વર્ણ લાભ કરનારને પોતાની પૂર્વપત્નીની સાથે પુનર્વિવાહ કરવાનું વિધાન છે જેમકે —

"पुनर्विवाहसंस्कार: पूर्व सर्वोऽस्य संमत"

—आदिपुराण पर्व ३९ ॥

એટલુજ નહિ પરંતુ પર્વ ૩૯ શ્લોક ૬૧ થી ૭૦ સુધીના કથનથી સ્પષ્ટ માલમ પડે છે કે જૈની બ્રાહ્મણોને અન્ય મિથ્યાદૃષ્ટિયોની સાથે વિવાહ સંબંધ કરવો પડતો હતો, પછી તેઓ બ્રાહ્મણવર્ણમાજ મળી જતા હતા. એ પ્રકારે વર્ણોનું પરિવર્તન થવું સ્વભાવિક છે. અંતમા કોઈ વર્ણ સ્થાયી વસ્તુ નથી એ સિદ્ધ થાય છે. આદિ પુરાણમા વર્ણ પરિવર્તનના વિષયમા અક્ષત્રિયોનું ક્ષત્રિય થઇ જવાના સંબંધમા આ પ્રમાણે લખ્યુ છે —

"अक्षत्रियाश्च वृत्तस्थाः क्षत्रिया एव दीक्षिता." ।

આ પ્રકારે વર્ણ પરિવર્તનની ઉદારતા બતાવીને જૈન ધર્મે પોતાનો માર્ગ બહુજ સરળ તેમજ સર્વ કલ્યાણકારી

बनावी दीधो छे अने जो आ उदार धार्मिक मार्गनुं अवलंबन करवामां आवे तो जैन समाजनी घणीज उन्नति थई शके छे, अनेक मनुष्य जैन बनीने पोतानुं कल्याण करी शके छे कोई वर्ण अगर जातिने स्थायी अथवा गतानुगतिक मानी लेवी, ए जैन धर्मनी उदारतानुं खुन करवा बराबर छे अहियां तो कुलाचार जवाथी कुल पण भ्रष्ट थई जाय छे जेमके —

कुलावधिः कुलाचाररक्षणं स्याद् द्विजन्मनः ।
तस्मिन्नसत्यसौ नष्टक्रियोऽन्यकुलतां व्रजेत् ॥१८१॥
—आदिपुराण पर्व ४०॥

भावार्थ -ब्राह्मणोए पोताना कुलनी मर्यादा अने कुलना आचारोनी रक्षा करवी जोईए जो कुलाचार विचारोनी रक्षा नहि करवामां आवे तो ते मनुष्य पोताना कुलथी नष्ट थईने बीजा कुलवालो थई जाय छे

तात्पर्य ए छे के जाति, कुल, वर्ण आदि क्रियाओ पर निर्भर छे, तेना बगडवा अगर सुधरवा पर तेओनुं परिवर्तन थई जाय छे

## गोत्र परिवर्तन.

वर्णनी वात तो ए छे के आगम अने शास्त्रोनी मोटी मोटी वात करनारा केटलाक लोको वर्णने तो अपरिवर्तनीय मानेज छे एटलुंज नहि पण साथे साथे गोत्रना

કલ્પનાને પણ સ્થાયી, તેમજ જન્મગત માને છે, પરંતુ જૈન-શાસ્ત્રોએ વર્ણ અને ગોત્રને પરિવર્તનીય બતાવીને ગુણોની પ્રતિષ્ઠા કરી છે તથા જૈનધર્મની ઉદારતાના દ્વાર પ્રાણિમાત્રને માટે ખુલ્લા કરી દીધા છે. બીજી વાત એ છે કે ગોત્ર કર્મ કોઈના અધિકારોમાં બાધકરૂપ નથી એ સંબંધમાં અહિંયા કાંઈ વિશેષતઃ વિચાર કરવાની જરૂર છે.

સિદ્ધાન્ત ગ્રંથોમાં કોઈ કર્મ પ્રકૃતિનું અન્ય પ્રકૃતિરૂપ થવાને સંક્રમણ (પરિવર્તન) કહ્યું છે. તેના પાંચ ભેદ છે ઉદ્વેલન, વિધ્યાત, અધઃપ્રવૃત્ત, ગુણ અને સર્વ સંક્રમણ. એમાંથી નીચ ગોત્રના એ સંક્રમણ છે, જેમકે—

सत्तण्ह गुणसकमणमधापवत्तो य दुक्खमसुहगदी ।
सहदि सठाणदस णीचापुण्ण थिरछक्क च ॥४२२॥
वीसण्ह विज्झाद अधापवत्तो गुणो य मिच्छत्ते ॥४२३॥

—गोमटसार कर्मकाण्ड ।

અસાતા વેદનીય, અશુભગતિ, ૫ સંસ્થાન, ૫ સંહનન, નીચ ગોત્ર, અપર્યાપ્ત, અસ્થિરાદિક એ ૨૦ પ્રકૃતિયોનો વિધ્યાત, અધઃપ્રવૃત્ત, અને ગુણ સંક્રમણ હોય છે ત્યારે જે પ્રકારે અસાતાવેદનીયનું સાતાના રૂપમાં પણ સંક્રમણ થઈ શકે છે, તે પ્રકારે નીચગોત્રનું ઉચ્ચગોત્ર રૂપમાં પણ સંક્રમણ થવું સિદ્ધાન્ત ગ્રંથથી સિદ્ધ છે તો પછી કોઈને જન્મથી મૃત્યુસુધી નીચગોત્રી કહેવા એ અક્ષમ્ય અજ્ઞાન છે. આપણા સિદ્ધાન્તગ્રંથો પોકારીને કહે છે કે કોઈપણ

નીચમા નીચ અગર અધમમા અધમ વ્યક્તિ ઉચપદને પામી શકે છે અને પાવન પણ થઇ શકે છે પરતુ એ વાત સ્પષ્ટ છે કે જે આજે લોકદૃષ્ટિએ નીચ છે તે કાલે લોકમાન્ય, પ્રતિષ્ઠિત, અને મહાન્ પણ બની જાય છે ભગવાન અકલક દેવે રાજવાર્તિકમા ઉચ નીચ ગોત્રની વ્યાખ્યા નીચે મુજબ કરી છે —

> यस्योदयात् लोकपूजितेषु कुलेषु जन्म तदुच्चैर्गोत्रम् ॥
> गर्हितेषु यत्कृतं तन्नीचैर्गोत्रम् ॥
> गर्हितेषु दरिद्राऽप्रतिज्ञातदु खा' कुलेषु यत्कृत प्राणिना जन्म तन्नीचैर्गोत्र प्रत्येतव्यम् ॥

ઉચ્ચ અને નીચ ગોત્રની આ વ્યાખ્યા પરથી માલમ પડે છે કે જે લોકપૂજીત પ્રતિષ્ઠિત કુલમા જન્મ લે છે તે ઉચ્ચગોત્રી છે અને જે ગર્હિત એટલે દરિદ્રી કુલમા જન્મે છે તે નીચગોત્રી છે અહિયા કોઈપણ વર્ણની અપેક્ષા આપવામા આવી નથી બ્રાહ્મણ થઇને પણ જો તે નિદ્ય અને દીન દુ ખી કુલમા છે તો તે નીચ ગોત્રવાળો છે અને જે શૂદ્ર હોવા છતાં પણ રાજકુળમા જન્મ્યો છે અથવા પોતાના શુભ કૃત્યોથી પ્રતિષ્ઠિત છે તો તે ઉચ ગોત્રવાળો છે

વર્ણની સાથે ગોત્રને કાઇપણ સબધ નથી કારણકે ગોત્રકર્મની વ્યવસ્થા તો પ્રાણિમાત્રમા સર્વત્ર છે, પરતુ વર્ણ વ્યવસ્થા તો ભારતવર્ષમાજ માલમ પડે છે વર્ણ વ્યવસ્થા મનુષ્યોની યોગ્યતાનુસાર શ્રેણી વિભાગરૂપ છે

જ્યારે ગોત્રનો આધાર કર્મ પર છે તેથી ગોત્રકર્મ કુલની અથવા વ્યકિતની પ્રતિષ્ઠા અથવા અપ્રતિષ્ઠા અનુસાર ઉંચ અને નીચ થઇ શકે છે આ પ્રકારે ગોત્રકર્મની શાસ્ત્રીય વ્યાખ્યા સિદ્ધ થતા જૈનધર્મની ઉદારતા સ્પષ્ટપણે માલમ પડે છે અને તેથીજ જૈનધર્મ પતિતપાવન અગર દીનોદ્ધારક સિદ્ધ થાય છે

## પતિતોદ્ધાર.

જૈનધર્મની ઉદારતા પર જેમ જેમ ગુઢ વિચાર કરવામાં આવે છે તેમ તેમ તેની પ્રતિ શ્રદ્ધા વધતી જાય છે જૈન ધર્મે મહાન્ પાતકિયોને પવિત્ર કર્યા છે દુરાચારિયોને સન્માર્ગે પ્રેર્યાં છે, દીનોને ઉન્નત કર્યા છે, અને પતિતોનો ઉદ્ધાર કરીને પોતાનું વિશ્વબંધુત્વ સિદ્ધ કર્યું છે એનાથી એ વાત સિદ્ધ થાય છે કે જૈનધર્મમા વર્ણ અને ગોત્ર કોઇપણ સ્થાયી, અચલ અગર જન્મગત સ્થિત નથી જેને જાતનું અભિમાન છે તેને માટે જૈન ગ્રથકારોએ નીચે પ્રમાણે સ્પષ્ટ શબ્દોમા લખીને તેમનુ જાતિઅભિમાન નિર્મૂળ બનાવી દીધુ છે –

न विप्राविप्रयोरस्ति सर्वथा शुद्धशीलता ।
कालेनऽनादिना-गोत्रे स्खलनं क न जायते ॥
संयमो नियम' शील तपो दान-दमो दया ।
विद्यन्ते तात्विका यस्यां सा जातिर्महती मता ॥

ભાવાર્થ—બ્રાહ્મણ અને અબ્રાહ્મણની સર્વથા શુદ્ધિનો દાવો નહિ કરી શકાય, કારણકે 'આ અનાદિકાળમા કોણ જાણે કોની કુલમા અગર ગોત્રમા કયારે પતન થયુ હશે એ માટે વાસ્તવિક રીતે તો જેમા સયમ, નિયમ, શીલ, તપ, દાન, દમન અને દયા હોય છે તેજ ઉચ્ચજાતિવાળા છે'

આ પ્રકારે બીજા અનેક ગ્રથોમા વર્ણ અને જાતિ કલ્પનાની નિરર્થકતા સિદ્ધ કરી છે પ્રમેયકમલમાર્તંડ મા તો એટલી ખુબીથી જાતિકલ્પનાનુ ખડન કરવામા આવ્યુ છે કે ભલા ભલાને નિરૂત્તર કરી દીધા છે એથી સિદ્ધ થાય છે કે, જૈનધર્મમાં જાતિની અપેક્ષાએ ગુણોને વિશેષ સ્થાન છે મહાનીચ કહેવાતી વ્યકિત પોતાના ગુણોથી ઉચ્ચ બની જાય છે, ભયકર દુરાચારી પ્રાયશ્ચિત કરીને પવિત્ર થઈ શકે છે, અને પતિત વ્યકિત પણ પાવન બની શકે છે એ સબધમા અનેક ઉદાહરણ પહેલા એ પ્રકરણમા આપ્યા છે અને તે સિવાય બીજા ઘણા પ્રમાણો શાસ્ત્રોમા મળી આવે છે

સ્વામી કાર્તિકેય મહારાજના જીવન ચરિત્ર પર જો દષ્ટિપાત કરવામા આવે તો માલમ પડશે કે એક વ્યભિચારોત્પન્ન વ્યકિત પણ કેવી રીતે પરમપૂજ્ય જૈનગુરૂ બની શકે છે કથાનો સાર એ છે કે—અગ્નિ નામના રાજાએ પોતાની પુત્રી કૃત્તિકા સાથે વ્યભિચાર કર્યો અને એનાથી તેને કાર્તિકેય નામનો પુત્ર ઉત્પન્ન થયો જેમકે —

स्वपुत्री कृत्तिका नाम्नी परिणीता स्वयं हठात् ।
कैश्चिद्दिनैस्ततस्तस्यां कार्तिकेयो सुतोऽभवत् ॥

ત્યારબાદ જ્યારે વ્યભિચારોત્પન્ન કાર્તિકેય મોટા થયા અને પિતાનો અત્યાચાર જાણ્યો ત્યારે વિરકત થઇને એક મુનિરાજ પાસે જઇને જૈન મુનિ બની ગયા જેમકે-

नत्वा मुनीन् महाभक्त्या दीक्षामादाय स्वर्गदाम् ।
मुनिर्जातो जिनेन्द्रोक्तसप्ततत्त्वविचक्षणः ॥

-आराधना कथाकोश ६८ वीं कथा ।

અર્થાત્ તે કાર્તિકેય ભકિતપૂર્વક મુનિરાજને નમસ્કાર કરીને સ્વર્ગદાયી દીક્ષા લઇને જીનેન્દ્રોકત સાત તત્વોના જ્ઞાતા મુનિ બની ગયા.

આ પ્રકારે એક વ્યભિચારોત્પન્ન અથવા આજકાલના શબ્દોમાં કહીયે તો જાતિપતિત વ્યકિતનું શુદ્ધ થઇ મુનિ બની જવું જૈનધર્મની ઉદારતાનું જવલંત પ્રમાણ છે તે મુનિ પણ સાધારણ નહિ પરંતુ પ્રખર વિદ્વાન અને અનેક ગ્રંથોના રચયિતા છે અને જેને સારી જૈનસમાજ અતિ ગૌરવથી આજે પણ ભકિતપૂર્વક નમસ્કાર કરે છે પરંતુ દુઃખની વાત એ છે કે જાતિમદમાં અંધ બનીને જૈનસમાજ પોતાના ઉદારધર્મને ભૂલી ગઇ છે અને આપણા હજારો ભાઇબ્હેનોને અપમાનિત કરી તેમને જાતિપતિત બનાવી સદાને માટે તિલાજલી આપે છે વર્તમાન જૈનસમાજનુ કર્તવ્ય છે કે સ્વામી કાર્તિકેયની કથાથી કંઇક બોધ પાઠ

જૈનધર્મની ઉદારતા અને વર્તમાન જૈનોની સકુચિતમનોવૃત્તિ સ્પષ્ટપણે પ્રદર્શિત કરે છે લોકોએ સ્વાર્થ, કષાય, અજ્ઞાન, અને દુરાગ્રહને વશીભૂત થઇને ઉદારજૈન માર્ગને કટકાકીર્ણ સકુચિત અને ભ્રમપૂર્ણ બનાવી દીધા છે નહિતો અહિયા કેટલાએ મહાપાપિયોના આજ ભવમા ઉદ્ધાર થયો છે દષ્ટાત તરીકે એક માછીમારની છોકરી તેજ ભવમાં ક્ષુલ્લિકા થઇને સ્વર્ગે ગઈ હતી જેમકે —

तत समाधिगुप्तेन मुनीन्द्रेण प्रजल्पित ।
धर्ममाकर्ण्य जैनेन्द्र सुरेन्द्राद्यै समर्चितम् ॥२४॥
सजाता क्षुल्लिका तत्र तप कृत्वा स्वशक्तित ।
मृत्वा स्वर्गं समासाद्य तस्मादागत्य भूतले ॥२५॥
आराधना कथाकोष कथा ८५॥

ભાવાર્થ —મુનિશ્રી સમાધિગુપ્ત દ્વારા નિરૂપિત તથા દેવોથી પૂજ્ય જૈનધર્મનુ શ્રવણ કરીને "કાણા" નામની માછીમારની પુત્રી ક્ષુલ્લિકા થઈ ગઇ અને યથાશક્તિ તપ કરીને સ્વર્ગે ગઈ

જ્યા માસાહારી શૂદ્રકન્યા આ પ્રકારે પવિત્ર થઇને દેવોથી પૂજ્ય બને છે ત્યા તે ધર્મની ઉદારતાના સબધમા વધુ શુ કહેવુ ? એક નહિ, એવી અનેક પતિત પાવન વ્યક્તિયોના ચરિત્રો જૈનશાસ્ત્રોમા ભરેલા છે તેનાથી ઉદારતાનો પાઠ ગ્રહણ કરવો એ પ્રત્યેક જૈનીનુ કર્તવ્ય છે

પરતુ ખેદનો વિષય છે કે જે વાતોને આપણે ગ્રહણ ન

કરવી જોઇએ તેની પ્રતિ આપણુ બીલકુલ ધ્યાન નથી અને જે વિષયો પરત્વે ધર્મશાસ્ત્ર અને લોકશાસ્ત્ર ખુ લી આજ્ઞા આપે છે અગર જેના અનેક ઉદાહરણો, પૂર્વાચાર્યો, ગ્રંથોમા લખી ગયા છે તેનાપર ધ્યાનપણ આપવામા આવતુ નથી એટલુજ નહિ પરતુ તેનો વિરોધ પણ કરવામા આવે છે શુ એ ઓછા દુર્ભાગ્યની વાત છે ? આપણા ધર્મશાસ્ત્રોએ આચાર શુદ્ધ રાખનાર પ્રત્યેક વર્ણ અગર જાતિની વ્યક્તિને શુદ્ધ મા ી છે જેમકે—

शूद्रोऽप्युपस्कराचारवपु शुद्ध्यास्तु तादृश ।
जात्या हीनोऽपि कालादिलब्धौ ह्यात्मास्ति धर्मभाक् ॥
—सागारधर्मामृत २-२२

ભાવર્થ —શૂદ્ર હોવા છતાં જેનુ આસન, વસ્ત્ર, આચાર અને શરીર શુદ્ધ છે તો તે બ્રાહ્મણ સમાન છે અને જાતિથી હીન હોવા છતા પણ કાલાદિલબ્ધિને પામીને તે ધર્માત્મા થઇ શકે છે આ કેટલુ સ્પષ્ટ અને ઉદારતામય કથન છે ! એક મહાશુદ્ર અને નીચ જાતિવાળો મનુષ્ય પોતાના આચારવિચાર અને રહેણી કરણી પવિત્ર કરીને બ્રાહ્મણની સમાન બની જાય છે એવી ઉદારતા બીજે ક્યાં મળશે ? જૈનધર્મ તો ગુણોની ઉપાસના કરવાનુ કહે છે, તેને જન્મોત્પન્ન શરીરની કાઇપણ ચિંતા નથી જેમકે—

"व्रतस्थमपि चाण्डालं त देवा ब्राह्मण विदु ॥"
—रविषेणाचार्य

પ્રેમની ઝ ખના હતી અને તેને લીધેજ તેઓ પોતાના શાસનમા સર્વને આશ્રય આપતા હતા. છતા સમજવામા આવતુ નથી કે મહાવીર સ્વામીના અનુયાયીયો આજે એ ઉદાર બુધ્ધિથી કેમ કાર્ય કરતા નથી !

ભગવાન્ મહાવીર સ્વામીનો ઉપદેશ પ્રાય પ્રાકૃત ભાષામા મળી આવે છે એનુ કારણ એ છે કે એ જમાનામા નીચથી નીચ વર્ગની પ્રચલિત ભાષા પ્રાકૃત હતી અને તે સર્વ જનતાને ઉપદેશ આપવાને માટેજ સામાન્ય ભાષામા આપણા ધર્મગ્રથોની રચના થઈ હતી

જે પતિત પાવન નથી તે ધર્મ નથી જેનો ઉપદેશ પ્રાણિમાત્રને માટે નથી તે દેવ નથી, જેનુ કથન સર્વને માટે નથી તે શાસ્ત્ર નથી જે નીચની ઘૃણા કરે છે અને તેઓને કલ્યાણકારી માર્ગ પર દોરી શકતા નથી તે ગુરુ નથી જૈનધર્મમા આવી ઉદારતા માલમ પડે છે એટલે એ સર્વોત્તમ ધર્મ છે વર્તમાનમા જૈનધર્મની આવી ઉદારતાને પ્રત્યક્ષરૂપમા અમલ કરવાની જરૂર છે

## શાસ્ત્રીય દંડ–વિધાન.

કોઈપણ ધર્મની ઉદારતાનુ માપ તેના પ્રાયશ્ચિત અગર દંડવિધાનથી કાઢી શકાય છે જૈનશાસ્ત્રોમા દંડવિધાનનુ ઘણીજ ઉદાર દૃષ્ટિથી વર્ણન કરવામા આવ્યુ છે પરંતુ એ વાત જુદી છે કે આપણી સમાજ ચોતરફ ઘણુજ દુર્લક્ષ

કર્યું છે અને તેને માટે એણે અધિક જોખમદારી ઉઠાવી છે. સભ્ય સંસાર એ વાતને પોકારીને કહે છે કે જો કોઈ અંધ પુરુષ એવા માર્ગ પર જઈ રહ્યો હોય, કે જેને અનુસરવાથી આગળ પતન થશે, ભયાનક ટેકરામાં પડી જશે અથવા લુપ્ત થઈ જશે તો એક દયાળુ સમજદાર વિવેકી વ્યક્તિનું કર્તવ્ય છે કે તે અંધ પુરુષનો હાથ પકડીને ઠીક માર્ગ પર પ્રેરે, તેને ભયાનક આગમાંથી ઉગારી લે અને કદાચિત્ તે ભયાનક ખાડામાં ફસાયો હોય તો પણ એક સહૃદયી વ્યક્તિનું કર્તવ્ય છે કે જ્યાં સુધી એ અંધ પુરુષમાં શ્વાસ ચાલે છે, જ્યાં સુધી એ અંતિમ ઘડીઓ ગણી રહ્યો છે ત્યાં સુધી પણ તેને ઉગારી તેની રક્ષા કરે. એજ પરમ દયાધર્મ છે અને એજ એક મનુષ્યનું કર્તવ્ય છે.

આ પ્રકારે આપણને જ્યારે અભિમાન છે કે આપણો જૈનધર્મ પરમ ઉદાર છે, સાર્વધર્મ છે, પરમોદ્ધારક માનવીય ધર્મ છે તથા એજ સાચી દૃષ્ટિથી નીહાળનારો ધર્મ છે ત્યારે એ આપણું કર્તવ્ય હોવું જોઈએ કે જે કુમાર્ગગામી છે, જેણે સન્માર્ગ ત્યજી દીધો છે, તથા જે મિથ્યાત્વ, અન્યાય અને અભક્ષ્યનું સેવન કરે છે, તેઓને ઉપદેશ આપીને સન્માર્ગે લગાવીએ અને જે ધર્મનું આપણને અભિમાન છે તેનો અન્ય બંધુને પણ લાભ લેવા દઈએ.

છતાં જૈનો એ ભ્રમ છે કે અન્યાય સેવન કરનારાને, માંસ મદિરા સેવનારને વિધર્મી અને મિથ્યાત્વીને આપણો ધર્મ

કેવી રીતે બતાવી શકાય, તેને સાધર્મી કેવી રીતે બનાવી શકાય, તો એમા એમની ભૂલ થાય છે અરે ! ધર્મ તો મિથ્યાત્વ, અન્યાય અને પાપોથી છોડાવવાવાળોજ હોય છે. જો ધર્મમા એ શકિત નહિ હોય તો પાપીયોનો ઉદ્ધાર કેવી રીતે થઇ શકે ? અને જે અધર્મીઓને ધર્મ માર્ગ નહિ બતાવી શકે તો તેને ધર્મજ કેવી રીતે કહી શકાય ? r

દુરાચારીયોનો દુરાચાર છોડાવીને તેમને સહધર્મી બનાવવાથી ધર્મ અને સમાજ લાછિત થતા નથી, પરતુ જ્યારે એવા ધર્મ અને સમાજમા દુરાચારી અને અન્યાયી લોકો અનેક પાપ કરતા કરતા મૂછા મરડે છે અને ધર્માત્માની ઓથ જમાવે છે ત્યારેજ લાછિન થાય છે। ઝેરનુ સેવન કરવાથી મૃત્યું થાય છે પરતુ તેજ ઝેરને શુદ્ધ કરી સવન કરવાથી અનેક રોગ દૂર થાય છે પ્રત્યેક વિવેકી વ્યકિતનુ હૃદય આ વાતની શાક્ષી પુરશે કે અન્યાય, અભક્ષ્ય, અનાચાર અને મિથ્યાત્વનુ સેવન કરનારા જૈનથી તે અજૈન લાખ દરજ્જે સારા છે-કે જેઓ આવા સેવનથી પર છે, અને પોતાન પરિણામોને સરળ અને નિર્મળ રાખે છે

પરતુ ખેદનો વિષય છે કે આજે અમારી સમાજ અન્યને અપનાવે, તેને ધર્મ માર્ગ પર લગાવે એ તો દૂર રહ્યુ, પણ પોતેજ પડીને ઉઠવા માગતી નથી એને બગડીને સુધરવાનુ યાદ નથી આ સમયે એક કવિનુ વાકય યાદ આવે છે --

'अय कौम तुझको गिर क उभरना नही आना।

इक बार बिगड कर के सुधरना नहीं आना ॥"

જો કોઇ સહધર્મી ભાઇથી કોઈ અપરાધ બને અને તે જો પ્રાયશ્ચિત લઇ શુદ્ધ થવાને તૈયાર થાય તોપણ અમારી સમાજ તેના પર દયા લાવતી નથી સમાજની સમક્ષ એ બિચારા માનવીઓની ગણનામાં પણ નથી રહેતા. તેનું મુસલમાન અને ઇસાઇ થઇ જવું મંજુર છે પરંતુ ફરીથી શુધ્ધ થઇને તે જૈનધર્મી નથી થઇ શકતો, તે જીનેન્દ્રભગવાનના દર્શન નથી કરી શકતો સમાજમાં એક સાથે નથી જમી શકતો અને કોઇની સામુ મસ્તક ઉંચુ કરી નથી જોઇ શકતો, આ કેવી વિચિત્ર ઘટના છે

ઉદારચરિત પૂર્વાચાર્ય પ્રાચીન પ્રાયશ્ચિત ગ્રંથોથી શાસ્ત્રો જોઇએ તો માલમ પડશે કે તેમા કેવા કેવા પાપી હિંસક, દુરાચારી અને હત્યારા મનુષ્યોને દંડ આપીને પુન સ્થિતિ કરણનું વિધાન કરવામા આવ્યું છે એ વિષયમાં વિશેષ નહિ લખતા માત્ર જે શ્લોક આપવામા આવે છે જેનાથી પ્રાયશ્ચિતશાસ્ત્રોની ઉદારતાનુ અનુમાન કરી શકાશે

साधूपासकबालस्त्रीधेनूनां घातने क्रमात् ।
यावद् द्वादशमासा स्यात् षष्ठमर्धार्धहानियुक् ॥

-प्रायश्चित्त समुच्चय ।

ભાવાર્થ -સાધુ ઉપાસક, બાળક, સ્ત્રી અને ગાયના વધનું પ્રાયશ્ચિત ક્રમશ અર્ધી હાની સહિત બાર માસ ષષ્ઠોપવાસ (બેલા) નો સમય છે

એનો મતલબ એ છે કે સાધુનો વધ કરવાવાળો મનુષ્ય ૧૨ માસ સુધી એકાતરે ઉપવાસ કરે, અને ત્યાર પછી ઉપાસક, બાલક, સ્ત્રી, અને ગાયની હત્યામા અર્ધા અર્ધા કરે અને-

तृणमासात्पतत्सर्पजलेभ्सा।

चतुर्दशनवाद्यन्तक्षमणानि वधे छिदा ॥ प्रा० चू० ॥

ભાવાર્થ -મૃગ આદિ તૃણચર જીવોના ઘાતના ૧૪ ઉપવાસ, સિહાદિ માસભક્ષિયોના ઘાતના ૧૩ ઉપવાસ, મયૂરાદિ પક્ષિયોના ઘાતના ૧૨ ઉપવાસ સર્પાદિ જીવોના ઘાતના ૧૧ ઉપવાસ, સરત, આદિ પરિસર્પ ના ઘાતના ૧૦ ઉપવાસ અને મત્સ્યાદિ જલચર જીવોના ઘાતના ૯ ઉપવાસનુ પ્રાયશ્ચિત્ત બતાવવામા આવ્યું છે

આથી માલમ પડશે કે જૈન ધર્મમા ઉદારતા છે, પ્રેમ છે ઉદ્ધારની ભાવના છે, અને કલ્યાણનુ તત્વ છે એક વાર ભ્રષ્ટ થયેલી વ્યક્તિને સ્થિત કરી શકાય છે, પાપીને નિષ્પાપ બનાવી શકાય છે, અને પતિતોને પાવન પણ કરી શકાય છે

જૈન બધુઓ ! આ ઉદારતા પર વિચાર કરો, તુચ્છમા તુચ્છ અપરાધ કરનારાઓને સદાને માટે બહિષ્કૃત કરી દો છો એ જુલ્મ કરવાનુ છોડી દો, અને આચાર્ય-વાક્યોને સન્મુખ રાખીને અપરાધી બધુને સાચો ન્યાય આપો હવે કઈ ઉદારતાની આવશ્યકતા છે પ્રેમભાવ ની જરૂર

છે કારણ કે લોકોને અપમાનીત કરવાથી અથવા તેમની સાથે દ્વેષ અગર અપ્રીતિ કરવાથી તેઓ ગભરાઇ અગર ઉપેક્ષિત થઇને તે ધર્મને છોડી બેસે છે ! અને બીજે દિવસે ઇસાઇ અગર મુસલમાન બનીને કોઇ ગિરજાઘર અગર મસ્જીદમા જઇને ધર્મની શોધ કરવા માટે છે શુ સમાજ આ વસ્તુસ્થિતિપર ધ્યાન નહિ આપશે ?

આપણી સમાજનો સૌથી મોટો અન્યાય એ છે કે એકજ અપરાધને માટે ભિન્ન ભિન્ન દંડ આપવામાં આવે છે પાપી પુરૂષ બળાત્કારથી અગર છળકપટથી જો કોઈ સ્ત્રી સાથે દુરાચાર કરે તો સ્વાર્થી સમાજ તે પુરૂષના લાડુ ઉડાવીને તેને ફરીથી જાતિમા લઇ લે છે પરન્તુ તે સ્ત્રીને કોઇ પણ પ્રકારનો દંડ આપીને શુદ્ધ કરવામા આવતી નથી ! તે બિચારી અપરાધી અબળા પંચોની સમક્ષ દયાની ભિક્ષા માગે છે, પ્રાયશ્ચિત માગે છે, કઠોરથી કઠોર દંડ સહન કરવા તૈયાર થાય છે, છતા પણ તેનું આક્રંદ કોઈ સાંભળતુ નથી, ભલે તે સ્ત્રી સમાજના કહેવાતા પ્રણેતાઓની દૃષ્ટિ સમક્ષ મુસલમાન અગર ઈસાઇ કેમ નહિં થઇ જાય ! શુ એજ ન્યાય છે ? અને એજ ધર્મની ઉદારતા છે ? આવા કૃત્યો તો જૈન ધર્મની ઉદારતાને કલંકિત કરવાવાળા છે

## અત્યાચારી દંડ-વિધાન.

જૈન શાસ્ત્રોમા હરેક પ્રકારના પાપિયોને પ્રાયશ્ચિત આપી શુદ્ધ કરી લેવાના ઉદારતામય વિધાન માલુમ પડે છે પરન્તુ

એદ થાય છે કે તેના પ્રતિ સમાજનું આજે તસુપણ ધ્યાન નથી અને અત્યાચારી દંડવિધિ તો ચાલુજ છે એ દંડ વિધિ એટલી દૂષિત, અન્યાય પૂર્ણ અને વિચિત્ર છે કે તેને દંડ વિધાનનું નાટકજ કહેવું જોઇએ બુન્દેલખંડ આદિ પ્રાંતોના દંડવિધાન તો એટલા ભયકર અને ક્રૂર છે કે એ જોવાથી હૃદય કંપી ઉઠે એના કેટલાક દાખલા અહિયા ટાંચીએ છીયે,

૧–મંદિરમા કામ કરતી વખતે જો ચકલી વિગેરે પક્ષીઓના ઈંડા પગ નીચે અચાનક આવી જઈ, દબાઇને મરી જાય તો તે વ્યક્તિ અને તેના ઘરના સહુજનોને જાતિબહિષ્કૃત કરવામા આવે છે અને તેઓને મંદિરમા પણ દાખલ થવા દેતા નથી

૨–એક બળદ ગાડીમા અમુક જૈન સ્ત્રી–પુરૂષ બેસીને જઇ રહયા હોય અને એ બળદગાડીની નીચે કુતરો અગર બિલાડી અકસ્માત આવી જાય ગાડી હાકનારાની બેદરકારીથી દબાઈને મરી જાય તો ગાડીમા બેઠેલી સર્વ વ્યક્તિઓને જૈનધર્મ અને જાતિથી વિમુખ કરી દેવામા આવે છે પછી તેઓને વિવાહ–લગ્ન પ્રસગોએ આમંત્રિત કરવામા આવતા નથી તેઓની સાથે રોટી બેટીનો વ્યવહાર બધ કરવામા આવે છે અને તેઓ દેવદર્શન તથા પૂજા આદિના અધિકારી રહેતા નથી

૩–જો કોઇના મકાન પર અગર દરવાજા પર કોઇ

મુસલમાન દ્વેષબુદ્ધિથી ઇંડા નાખી જાય અને જો તે મરેલા મળી આવે તો બિચારા જૈન કુટુંબને જાતિ અને ધર્મથી ચ્યુત કરી દેવામાં આવે છે.

૪–જો કોઇનુ નામ લઇને કોઇ સ્ત્રી-પુરુષ ક્રોધાવેશમાં આવીને કુવામાં પડે અગર ઝેર ખાઇ લે, અથવા ફાંસી લગાવીને મરી જાય તે તો લાછિત બનાયેલી વ્યક્તિને સકુટુંબ જાતિ બહિષ્કૃત કરવામાં આવે છે, અને તેને માટે મંદિરના દ્વાર હમેશાને માટે બંધ રહે છે

પ–જો કોઇ વિધવા સ્ત્રી કુકર્મવશ ગર્ભવતી થઇ જાય અને તેને દૂષિત કરવાવાળો પુરુષ લોભ આપીને તે સ્ત્રી પાસેથી કોઈ અન્ય ગરીબ ભાઇનું નામ અપાવે તો તે બિચારા નિર્દોષ ગરીબ પુરુષને ધર્મ અને જાતિથી પતિત કરી દેવામાં આવે છે

આ પ્રકારના બીજા અનેક દંડની ઘટનાઓ છે કે જેના બળ પર સેંકડો કુટુંબને જાતિ અને ધર્મથી ચ્યુત કરી દેવામાં આવે છે અને એમાં નવાઈ તો એ છે કે એવા ધર્મ અને જાતિ ચ્યુતોના શુદ્ધિવિધાન ઘણાજ નિંદિત છે

જેમકે એક જાતિચ્યુત વ્યક્તિ હીરાલાલે કોઇ પન્નાલાલના લગ્ન પ્રસંગે ચુપકીથી માંડવામાં સર્વની સાથે સહભોજન કરી આવ્યો છે અને પછીથી તેનું એ પ્રકારે ભોજન કર્યાનું માલમ પડી ગયું તો તે હીરાલાલ શુદ્ધ થઈ જશે તેના બધા પાપ મરી જશે, અને તે મંદિરમાં જવા, ને તથા

જાતિમા બેસવાને યોગ્ય ગણી જાશે. પરંતુ તે પશ્ચાત્તાપ તે દોષનો ભાગી થશે અને જે ગતિ કલંકપૂર્ણ દીકરાની હતી તેજ ગતિ આજથી પશ્ચાત્તાપની શરૂ થશે ! હવે તે પશ્ચાત્તાપ જ્યારે કનૈયાલાલના લગ્ન પ્રસંગે એજ પ્રમાણે જમી આવે ત્યારે તે શુદ્ધ થઇ જશે અને કનૈયાલાલ જાતિચ્યુત મનાશે આ પ્રકારે શુદ્ધિની વિચિત્ર પરંપરા ચાલુજ રહે છે એનુ પરિણામ એ આવે છે કે પ્રમાણિક, ધનિક અને ઇમાનવાળા શ્રીમાન લોકો કોઈ ગરીબને ત્યાં જમી આવીને મૂછ મરડે છે અને તે બિચારૂ ગરીબ કુટુંબ હમેશને માટે ધર્મ અને જાતિથી પરવારી બેસે છે અને પોતાના કર્મોને રડયા કરે છે બુન્દેલખંડમા એવા જાતિચ્યુત સેંકડો ઘર છે જેને "વિનૈકયા", "વિનૈકાવાર", અગર "ચુહરીસેન," કહે છે

સેંકડો વિનૈકયા કુટુંબ તો એવા છે કે જેના બાપદાદા કોઇ એવાજ પરંપરાગત દોષને લીધે ચ્યુત કરી દેવામા આવ્યા હતા અને તેઓની આ નિર્દોષ સંતાન ધર્મ અને જાતિથી ચ્યુત થઇને જૈનિયોના મુખ સામુ 'તાકી તાકીને' જોયા કરે છે! એ બિચારાઓને એની જરાપણ ખબર હોતી નથી કે તેઓ ધર્મ અને જાતિ ચ્યુત કેમ છે તેઓનો રોટી વ્યવહાર ઘણીજ મુશ્કેલીથી તેજ વિનૈકયા જાતિમા થાય છે અને તેઓ દેવદર્શન અગર પૂજા વિના પોતાનું જીવન પૂર્ણ કરે છે

જૈનિયો ! પોતાના વાત્સલ્ય અ ગને જુઓ, સ્થિતિકરણ પર વિચાર કરો, અને અહિંસાની મોટી મોટી વ્યાખ્યાઓ પર દૃષ્ટિ નાખો. પોતાના નિરપરાધી ભાઈઓને આ પ્રકારે બહિષ્કૃત કરી દેવા તેઓના પુત્ર પૌત્રોને પણ દોષીત માનવા, તથા તેઓની હજારો આજીજીભરી દયામણું માગણીઓ પર ધ્યાન નહિં આપવુ, શુ એ વાત્સલ્ય છે ? શું ધર્મની એજ ઉદારતા છે ? અને શું અહિંસાનો એજ આદર્શ છે ?

જ્યારે જ્યેષ્ઠા આર્યિકાના વ્યભિચારથી ઉત્પન્ન થયેલા રૂદ્ર, મુનિ થઇ જાય છે, અગ્નિરાજ અને તેની પુત્રી કૃત્તિકાના વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુત્ર કાર્તિકેય દિગંબર જૈન સાધુ થઈ જાય છે, અને વ્યભિચારિણી સ્ત્રીથી ઉત્પન્ન થયેલો, સુદૃષ્ટિનો જીવ મુનિ થઇને તેજ ભવમા મોક્ષે જાય છે ત્યારે આપણી સમાજના અગ્રગણ્ય નેતાઓ બિચારા તે વંશપરંપરાગત વિનકાવાર અગર જાતિચ્યુત એ ભાઇઓને હજુ પણ જાતિમા લેવા રાજી નથી અને તેઓને જીનમંદિરમા જઇને દર્શન પૂજા કરવા દેવાની ઈચ્છા રાખતા નથી, એ કેટલો ભયકર અ યાધાર છે ? જૈનશાસ્ત્રોને કોરે મુકીને આવા પ્રકારનો અન્યાય કરવો એ જૈનત્વથી સર્વથા પર છે-હજુ તમો જો વાસ્તવમાં જૈન હો અને તમોને જૈન શાસ્ત્રોની આજ્ઞા માન્ય છે તો આપણી સમાજમા એક પણ જૈન ભાઈ એવો નહિ રહેવો-જોઈએ કે જે જાતિ, ધર્મ અગર મંદિરથી બહિષ્કૃત હોય અર્થાત્ યથોચિત પ્રાયશ્ચિત

मजाता भुल्लिका नत्र तप कृत्वा स्वशक्तित ।
मृत्वा स्वर्गं समासाद्य तस्मादागत्य भूतले ॥७८॥
—आराधना कथा कोश नं ४० ॥

भावार्थ—समाधिगुप्त मुनिराजना मुखेथी उपदेश सांभळीने ते माछीमारनी छोकरी क्षुल्लिका थई गई अने शांतिपूर्वक तप करीने स्वर्गे गई कन्यादि

आ प्रकारे एक शूद्रनी कन्या मुनिराजनो उपदेश सांभळीने जैनियोनी पूज्य क्षुल्लिक थई जाय छे शुं एं जैनधर्मनी ओछी उदारता छे ? एना उदारतापूर्ण अनेक उदाहरण एं पुस्तकना अनेक प्रकरणमां लख्या छे अने एवा बीजा सेंकडो उदाहरणो उपस्थित करी शकाय एम छे परंतु विस्तारना भयथी ए सर्वनुं वर्णन अहिंया टाळवामां आवे छे, आशा छे के जैनसमाज तेनी पर गंभिरताथी विचार करशे

१–अग्निभूत–मुनिए चांडाळनी अंध छोकरीने श्रावि काना व्रतो धारण करा या अने तेज त्रीजा भवमा सुकुमाल मुनि थई हती

२–पूर्णभद्र–अने मानभद्र नामना बे वैश्य पुत्रोएं एक चांडाळने श्रावकना व्रतो कराव्या जेनाथी ए चांडाल मरीने सोळमा स्वर्गमा ऋद्धिधारी देव थयो

३–म्लेच्छ कन्या–जंरा साथे भगवान नेमिनाथना

કાકા વસુદેવે વિવાહ કર્યો જેનાથી જરત્કુમાર થયા તેમણે મુનિદીક્ષા ગ્રહણ કરી હતી

૪-મહારાજા શ્રેણિક-જ્યારે બૌધ હતા ત્યારે શિકાર ખેલતા હતા અને ઘેર હિંસા કરતા હતા પરંતુ જ્યારે જૈન થયા ત્યારે શિકારાદિ ત્યજી દઈ જૈનિયોના મહાપુરૂષ થઈ ગયા

૫-વિદ્યુત ચોર-ચોરાના સરદાર હોવા છતા પણ જમ્બુસ્વામીની સાથે મુનિ થઇ ગયા અને તપ કરીને સવાર્થસિદ્ધિએ ગયા

૬-ભેંસોનુ માંસ ભક્ષણ કરનારો મૃગધ્વજ

મુનિદત્તમુને પાર્શ્વે ગત્વা દીક્ષા સમાશ્રિત ।
ક્ષય નીત્વા મુર્ધા પાનાત્ ઘાતિકર્મચતુષ્ટયમ્ ॥
કેવલજ્ઞાનમુ પાશ્ય સંજાતો ભુવનાર્ચિત ॥

-આરાધના કથા ૭ મી ॥

મુનિદત્ત મુનિ પાસે જિન દીક્ષા લઈને તપના પ્રભાવથી ઘાતિયા કર્મોનો નાશ કરીને જગત્પૂજ્ય થઇ જૈનિયોના પરમાત્મા બની ગયા

૭-પરસ્ત્રી સેવીનુ મુનિદાન-રાજા સુમુખ વીરક શેઠની પત્ની વનમાલા પર મુગ્ધ થઇ ગયા અને તેણીને પોતાની દુતિયોદ્વારા પોતાના મહેલમા બોલાવી અને પછી તેણીને ઘેર નહિ જવા દીધી તથા પોતાની સ્ત્રી બનાવીને તેણી સાથે કામ સેવા ન કરવા લગ્યા એક દિવસે રાજા

સુમુખને ત્યા મહામુનિ પધાર્યાં તે મુનિ અવધિ જ્ઞાની હતા, છતાપણ તે રાજાને ત્યા આહાર લીધો રાજા સુમુખ અને વનમાલા બન્ને (વિનૈકાવાર) એ મળીને આહાર આપ્યો અને પુણ્ય પ્રાપ્ત કર્યું ત્યારપછી પણ એ બન્ને કામ સેવન કરતાજ હતાં એક વખતે વિદ્યુત પડવાથી તેઓ મરીને વિદ્યાધર અને વિદ્યાધરી થયા એ બન્નેથી "હરિ" નામનો પુત્ર ઉત્પન્ન થયો જેનાથી હરિવંશ" ની ઉત્પત્તિ થઇ (જુઓ હરિવંશપુરાણ સર્ગ ૧૪ શ્લોક ૪૭ થી સર્ગ ૧૫ શ્લોક ૧૩ સુધી)

કયાં તો એ ઉદારતા કે એવા વ્યભિચારી લોકો પણ મુનિદાન આપીને પુણ્ય સંચય કરી શકે અને કયાં આજ નજીવાં કારણથી પતિત થયેલા જૈન જાતિચ્યુત થઇને જીનેન્દ્રના દર્શનને માટે પણ તલસતો રહે!!

૮-વેશ્યા અને વેશ્યા સેવીનો ઉદ્ધાર—હરિવંશ પુરાણના સર્ગ ૨૧ મા ચારૂદત્ત અને વસંત સેનાનું બહુ ઉદારતા પૂર્ણ જીવનચરિત્ર છે તેનો અમુક ભાગ શ્લોકો નહિ લખતા તેની સંખ્યા સાથે અહિં આપવામાં આવે છે ચારૂદત્ત બાલ્યાવસ્થામાંજ અણુવ્રત ધારણ કર્યા હતા, (સં ૧૨) છતાપણ ચારૂદત્ત પોતાના કાકાની સાથે વસંત સેના વેશ્યાને ત્યા માતાની પ્રેરણાથી પહોંચી ગયા (૨૧-૪૦) વસંતસેના વેશ્યાની માતાએ ચારૂદત્તના હાથમા પોતાની પુત્રીનો હાથ સોંપી દીધો (૨૧-૫૮)પછી તે બન્ને આનંદથી

સંભોગ કરવા લાગ્યા અ તમા વસંતસેનાની માતાએ ચારૂદત્તને ઘરની બહાર કાઢી મુકયા (૨૧–૭૩) ચારૂદત્ત વ્યાપાર કરવા ચાલી ગયા પછી પાછા આવીને પોતાના ઘરમા આનંદથી રહેવા લાગ્યા વસંતસેના વેશ્યા પણ પોતાનું ઘર છોડીને ચારૂદત્ત સાથે રહેવા લાગી તેણીએ એક આર્યિકા પાસેથી શ્રાવકના વ્રત ગ્રહણ કર્યા અને ત્યારપછી ચારૂદત્તે પણ તેણીને સહર્ષ અપનાવી અને ફરીથી પત્ની બનાવીને રાખી (૨૧–૧૭૮) ત્યારબાદ વેશ્યાસેવી ચારૂદત્ત મુનિ થઈને સર્વાર્થસિદ્ધિ પધાર્યા તથા એ વેશ્યાને પણ સદ્ગતિ મળી

આ પ્રકારે એક વેશ્યાસેવીનો અને વેશ્યાનો પણ જ્યાં ઉદ્ધાર થઈ શકે છે તે ધર્મની ઉદારતા વિષેનું પૂછવું? વિચારવાનુ તો એ છે કે ચારૂદત્ત તેજ વેશ્યાને ફરીથી સપ્રેમ અપનાવીને પોતાને ઘેર રાખી લે છે અને સમાજે એનો કોઈપણ વિરોધ નહિ કર્યો! પરતુ આજકાલતો સ્વાર્થી પુરૂષ આવા પતિતોને એક તો પુન અપનાવતા નથી, અને જો અપનાવે છે તો ફકત પુરૂષોને અપનાવી બિચારી સ્ત્રીને અનાથિની, ભિખારિણી, અને પતિતા બનાવીને હમેશને માટે કાઢી મુકે છે શુ એ નિર્દયતા જૈનધર્મની ઉદારતાની સન્મુખ ઘોર પાપ નથી?

વ્યભિચારિણીના સંતાન–હરિવંશપુરાણના સર્ગ ૨૯ ની એક કથા ઘણીજ ઉદારમય છે. એનો ભાવ એ છે

કે તપસ્વિની ઋષિદત્તાના આશ્રમમાં જઈને રાજા શીલયુદ્ધે એકાન્ત જોઈને તેણી સાથે વ્યભિચાર કર્યો. (૩૯) તેના ગર્ભથી એણીપુત્ર થયો. પ્રસવપીડાથી ઋષિદત્તા મરણ પામી અને સમ્યક્ત્વના પ્રભાવથી નાગકુમારી થઈ. વ્યભિચારી રાજા શીલયુદ્ધ દિગમ્બર મુનિ થઈને સ્વર્ગે ગયા. (૫૭)

એણીપુત્રની કન્યા પ્રિયંગુસુન્દરીને એકાન્તમાં જોઈને વસુદેવે તેની સાથે કામક્રીડા કરી (૯૮) અને તેને વ્યભિચાર જાત જાણવા છતાં પણ અપનાવી અને સંભોગ કર્યા પછી સર્વ સમક્ષ પ્રકટ વિવાહ કર્યો. (૭૮)

૧૦–માંસભક્ષીની મુનિદીક્ષા–સુધર્મ રાજાને માંસ ભક્ષણનો શોખ હતો. એક દિવસે મુનિ ચિત્રરથના ઉપદેશથી માંસનો ત્યાગ કરીને ત્રણસો રાજાઓની સાથે મુનિ થઈ ગયા (હરી ૩૩ ૧૫૨)

૧૧–કુમારી કન્યાના સંતાન–રાજા પાંડુએ કુંતી સાથે કૌમાર્ય અવસ્થામાંજ સંભોગ કર્યો. જેનાથી કર્ણ ઉત્પન્ન થયો.

"पाण्डो कुन्त्यां समुत्पन्नः कर्ण कन्याप्रसंगतः"।

॥ हरि० ४५–३७ ॥

અને ત્યાર પછી એની સાથે વિવાહ કર્યો, જેનાથી યુધિષ્ઠિર અર્જુન અને ભીમ ઉત્પન્ન થઈને મોક્ષે ગયા.

૧૨–ચાંડાલનો ઉદ્ધાર–એક ચાંડાલ જૈનધર્મનો ઉપદેશ સાંભળીને સંસારથી વિરકત થઈ ગયો. અને દીનતા

છોડીને ચારે પ્રકારના આહારોનો પરિત્યાગ કરીને વ્રતી થઈ ગયો. તે મૃત્યુ પામીને નન્દીશ્વરદ્વીપમાં દેવ થયો. જેમકે —

निर्वेदी दीनता त्यक्त्वा त्यक्ताहारचतुर्विधः ।
मासेन स्वर्गचो मृत्वा भूत्वा नन्दीश्वरोऽमरः ॥

॥ हरि० ३१-१५० ॥

આ પ્રકારે એક ચાડાવ પોતાની દીનતાને (કે હું નીચ છું) છોડીને વ્રતધારી બની જાય છે અને દેવ થઈ જાય છે એવી પતિતોદ્ધારક ઉદારતા બીજે કયા મળશે ?

૧૩-શિકારી મુનિ થઇ ગયા-જંગલમા શિકાર ખેલતા અને મૃગનો વધ કરીને પાછા ફરતા એક રાજા મુનિરાજના ઉપદેશથી રક્તથી ખરડાયેલા હાથોને ધોઈને તુરત મુનિ થઈ ગયા

૧૪-ભીલના શ્રાવક વ્રત-મહાવીર સ્વામીનો જીવ જ્યારે ભીલ હતો ત્યારે તેને મુનિરાજના ઉપદેશથી શ્રાવકના વ્રતો ગ્રહણ કર્યા હતા અને ક્રમશ વિશુદ્ધ થતા થતા મહાવીર સ્વામીની પર્યાયમા આવ્યો આ ઉદાહરણોથી જૈન ધર્મની ઉદારતાનુ કાઇક જ્ઞાન થઈ શકે છે વર્તમાન સમાજ એ ઉદારતાનો ઉપયોગ નથી કરતી એ બીજી વાત છે અને એ કારણેજ એની પ્રતિદીન અવનતી થઈ રહી છે જો જૈન સમાજ પુન પોતાના ઉદાર ધર્મ પર વિચાર કરે તો જૈન ધર્મનો સમસ્ત જગતમા અદ્ભુત પ્રભાવ પડી શકે એમ છે

# જૈનધર્મમાં શૂદ્રોના અધિકાર

આ પુસ્તકમા અત્યાર સુધી એવા અનેક ઉદાહરણો આપવામા આવ્યા છે કે જેનાથી એ જાણ થશે કે ઘોરથી એ ઘોર પાપી, નીચથી નીચ આચરણવાળો અને ચાડાલાદિક દીન હીન શૂદ્ર પણ જૈનધર્મનુ શરણુ પામીને પવિત્ર થયા છે જૈનધર્મમા સર્વને અપનાવી લેવાની શકતી છે જ્યા વર્ણની અપેક્ષા સદાચારને વિશેષ મહત્વ આપવામા આવ્યુ છે ત્યા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રાદિકનો પક્ષપાત પણ કેવી રીતે હોઇ શકે ? એ માટે કહેવુ પડશે કે જૈન ધર્મમાં શૂદ્રોને પણ તેજ અધિકાર છે કે જે બ્રાહ્મણો આદિને હોય છે શૂદ્ર જીનમદિરમા જઇ શકે છે, જીનપૂજા કરી શકે છે, જીનબિંબનો સ્પર્શ કરી શકે છે, ઉત્કૃષ્ટ શ્રાવક તથા મુનિના વ્રત પણ ધારણ કરી શકે છે નીચે આપેલી કથાઓથી એ વાત વિશેષત સ્પષ્ટ થઇ જશે એ કથાઓથી વિના પ્રયોજન નહિ ભડકતા એના શાસ્ત્રીય પ્રમાણો પર વિચાર કરો

શ્રેણિક ચરિત્રમા પણ શૂદ્ર કન્યાઓનુ વિસ્તારથી વર્ણન છે જેના ઘરમા મરઘીયોને પાળવામા આવતી હતી તે ત્રણે નીચ કુલમા ઉત્પન્ન થઇ હતી અને તેઓની રહેણી કહેણી, આકૃતિ આદિ ઘણીજ ખરાબ હતી એક વાર તેઓ મુનિરાજ પાસે પહોચી અને તેમના ઉપદેશથી પ્રભાવિત

ચંડને પોતાના ઉદ્ધારનો માર્ગ પૂછ્યો - મુનિરાજે તેઓને
લબ્ધિવિધાન નને કરવાનુ કહ્યુ એ વ્રતમાં ભગવાન
જીને દ્રની પ્રતિમાની "પ્રક્ષાલપૂજા" આદિ કરવી પડે છે,
મુનિ અને શ્રાવકોને દાન આપવુ પડે છે, તથા અનેક
ધાર્મિક વિધિયો (ઉપવાસાદિ) કરવી પડે છે તે કન્યાઓએ
એ સર્વનો શુદ્ધ અંતઃકરણપૂર્વક સ્વીકાર કર્યો જેમકે —

निशोपि तद्व्रतं चक्रुस्थापनक्रियायुतम् ।
मुनिराजोपदेशेन श्रावकाणां सहायत ॥८७॥
श्रावकव्रतसंयुक्ता बभूवुस्ताश्च कन्यका ।
क्षमादिव्रतसंकीर्णा शीलांगपरिभूषिता ॥८८॥
कियत्काले गते कन्या आसाद्य जिनमन्दिरम् ॥
सपर्या महता चक्रुर्मनोवाक्कायशुद्धित ॥८९॥
तत आयुःक्षये कन्या कृत्वा समाधिपञ्चताम् ।
अर्हद्रोजारर स्मृत्वा गुरुपाद प्रणम्य च ॥९०॥
पचमे दिवि सजाता महादेवा स्फुरत्प्रभा ।
मडि वा रमणालिंग सानन्दयौवनान्विता ॥९१॥
—गौतमचरित्र तीसरा अधिकार

ભાવાર્થ—એ ત્રણે શૂદ્ર કન્યાઓએ મુનિરાજના ઉપ-
દેશાનુસાર શ્રાવકોની સહાયતાથી ઉદ્યાપન ક્રિયા સહિત
લબ્ધિવિધાન વ્રત કર્યું તથા તે કન્યાઓએ શ્રાવકના વ્રત
ધારણ કરીને ક્ષમાદિ દશ ધર્મ અને શીલવ્રત પણ ધારણ

કર્યું થોડાક સમય પછી તે શુદ્ર કન્યાઓએ જીન મંદિરમાં જઈને મન વચન કાયાથી શુદ્ધતાપૂર્વક જીનેન્દ્ર ભગવાનની મોટી પૂજા કરી પછી આયુપૂર્ણ થતા તે કન્યાઓ સમાધિ મરણ ધારણ કરીને અર્હતદેવના બીજાક્ષરોનું સ્મરણ કરીને અને મુનિરાજના ચરણોને નમસ્કાર કરીને સ્ત્રી પર્યાયને છેદીને પાચમાં સ્વર્ગમાં દેવ બની

આ કથાભાગથી જૈનધર્મની ઉદારતા અધિક પ્રકા સ્પષ્ટ થાય છે જ્યારે આજના દુરાગ્રહી લોક સ્ત્રી માત્રને પૂજા-પ્રક્ષાલનાદિના અનધિકારી બતાવે છે ત્યારે મરઘાઓ પાળનારી શૂદ્રજાતિની કન્યાઓ જિનમંદિરમાં જઈને મોટ પૂજા કરે છે અને પોતાનો ભવ સુધારીને દેવ બની જા છે શૂદ્રોની કન્યાઓથી સમાધિ મરણનું ધારણ કરવું, બીજ ક્ષરોનું જાપ જપવું વીગેરે જૈનધર્મની ઉદારતાની ઘોષણ કરે છે

એ સિવાય એક ગોપાળદ્વારા જિનપૂજાનું વિધાન બત વનારી પણ ૧૧૩મી કથા આરાધનાકથાકોશમાં છે તે ભાવ નીચે પ્રમાણે છે

ધનદત્ત નામના એક ગોવાળિયાને ગાય ચરાવતી સમ એક તળાવમાથી સુંદર કમળ મળી આવ્યું ગોપાળે જિ મંદિરમાં જઈને રાજદ્વારા સુગુપ્ત મુનિને પૂછ્યું કે સ શ્રેષ્ઠ વ્યક્તિને આ કમળ ચઢાવવું છે, આપ બતાવો સંસારમાં સર્વશ્રેષ્ઠ કોણ છે? મુનિરાજે જીનભગવાનને સ

શ્રેષ્ઠ બતાવ્યા તદનુસાર ધનદત્ત ગોપાળ, રાજા અને નાગરિકો સાથે જિનમંદિરમાં ગયા અને જીનેન્દ્ર ભગવાનની મૂર્તિ (ચરણો) પર તે કમળ ગોપાળે પોતાના હાથથી ભક્તિપૂર્વક ચઢાવ્યું જેમકે —

तदा गोपालकः सोऽपि स्थित्वा श्रीमज्जिनाग्रतः ।
भो सर्वोत्कृष्ट ते पद्मं गृहाणेदमिति स्फुटम् ॥१५॥
उक्त्वा जिनेन्द्रपादाब्जोपरि क्षिप्त्वा सुपंकजम् ।
गतो मुग्धजनानां च भवेत्सत्कर्म शर्मदम् ॥१६॥

આ પ્રકારે એક શૂદ્ર ગોવાળને હસ્તે જિનપ્રતિમાના ચરણો પર કમળનુ ચઢાવવુ એ શૂદ્રોના પૂજાધિકારને સ્પષ્ટપણે સૂચવે છે ગ્રંથકારે પણ એવા મુગ્ધજનોના આ પ્રકારના કાર્યોને સુખકારી બતાવ્યાં છે

એ પ્રમાણે બીજી પણ અનેક કથાઓ શાસ્ત્રોમા છે જેમા શૂદ્રોનો એજ અધિકાર બતાવ્યો છે જે અન્યવર્ણોનો છે

સોમદત્ત માળી પ્રતિદીન જીનેન્દ્ર ભગવાનની પૂજા કરતો હતો ચંપાનગરનો એક ગોવાળ મુનિરાજ પાસેથી નમોકાર મંત્ર શીખીને સ્વર્ગે ગયો અનંગસેના વેશ્યા પોતાના પ્રેમી ધનકીર્તિ શેઠના મુનિ થઈ જવાને લીધે સ્વય પણ દીક્ષા લઈને સ્વર્ગે ગઇ, એક ધીવરની પુત્રી પ્રિયંગુલતા સમ્યક્ત્વમા દૃઢ હતી તેણે એક સાધુની પાખંડીપણાનુ છેદન કરીને તેને પણ જૈન બનાવ્યા હતા કાણા નામની માછીમારની પુત્રીનું ક્ષુલ્લિકા થઇ જવાની

કથા પહેલા કહી છે, દેવલકુમારે એક ધર્મશાળા બનાવી હતી તે જૈનધર્મમા શ્રદ્ધાની હતો પોતાની ધર્મશાળામા દિગબરમુનિરાજને આસરો આપ્યો અને પુણ્યના પ્રભાવથી તે દેવ થઈ ગયો ચામેક વેશ્યા જૈનધર્મની પરમ ઉપાસિકા હતી તેણીએ જિનભવનને દાન આપ્યુ હતુ તેમા શૂદ્રજાતિના મુનિઓ પણ આસરો લેતા હતા તેતીજાતિની એક મહિલા માનકવ્વે જૈનધર્મ પર શ્રદ્ધા રાખતી હતી, આર્યિકા શ્રીમતીની એ પટ્ટશિષ્યા હતી તેણીએ એક જીનમદિર પણ બનાવ્યુ હતુ

આ ઉદાહરણોથી શૂદ્રોના અધિકારોનો કાઇ ખાસ થઈ શકે છે, શ્વેતાબર જૈન શાસ્ત્રાનુસાર તો ચાડાલો જેવા અસ્પૃશ્ય કહેવાતા શૂદ્રોને પણ દીક્ષા આપ્યાનું વર્ણન છે ચિત્ત અને સભૂતિ નામના ચાડાલપુત્ર જ્યારે વૈદિકોના તિરસ્કારથી દુખિત થઈને આત્મઘાત કરવા તૈયાર હતા ત્યારે તેઓને જૈનદીક્ષા મદદરૂપ થઈ અને જૈનોએ તેઓને અપનાવ્યા હરિકેશી ચાડાલ પણ જ્યારે વૈદિકો દ્વારા તિરસ્કૃત થયો ત્યારે તેણે જૈનધર્મની શરણ લીધી અને જીનદીક્ષા લઈને અસામાન્ય મહાત્મા બની ગયો

આ પ્રકારે જે જૈનધર્મે વૈદિકોના અત્યાચારથી પીડિત પ્રાણીઓને શરણ આપીને પવિત્ર બના યા, તેઓને ઉચ્ચ સ્થાન આપ્યુ અને જાતિમદનું મર્દન કર્યું તેજ પતિતપાવન જૈનધર્મ વર્તમાનના સ્વાર્થી, સકુચિત દૃષ્ટિવાળા અને જાતિ

મદમત્ત જૈનોના હાથમા આવીને બદનામ થઈ રહ્યો છે એટલી વાત છે કે આપણે પ્રતિદીન શાસ્ત્રોનો સ્વાધ્યાય કરવા છતાપણ તેની કથાઓ પર, સિદ્ધાન્તો પર, અથવા અ તર ગ દૃષ્ટિ પર ધ્યાન આપતા નથી એવો સ્વાધ્યાય શુ કામનો? અને એવુ ધર્માત્માપણુ શુ કામનુ કે જ્યા ઉદારતાથી વિચાર કરવામા ન આવે

જૈનાચાર્યોએ પ્રત્યેક શૂદ્રની શુદ્ધિને માટે ત્રણ મુખ્ય વાત બતાવી છે ૧–માસ મદિરાદિનો ત્યાગ કરીને શુદ્ધ આચારવાન હોય—૨–આસન, વસ્ત્ર પવિત્ર હોય, – અને ૩–સ્નાનાદિથી શરીરની શુદ્ધિ હોય એને વિષે શ્રી સોમ દેવાચાર્યે "નિતિવાક્યામૃત"મા આ પ્રમાણે લખ્યુ છે કે –

"आचारानवद्यत्व शुचिरुपस्कार शरीरशुद्धिश्च करोति शूद्रानपि देवद्विजातितपस्विपरिकर्मसु योग्यान् ।",

આ પ્રમાણે ત્રણ પ્રકારની શુદ્ધિ થવાથી શૂદ્ર પણ સાધુ થવાને યોગ્ય બને છે આશાધરજીએ લખ્યુ છે કે—

"जात्या हीनोऽपि कालादिलब्धौ ह्यात्मास्ति धर्मभाक् ।"

અથવા જાતિથી હીન અગર નીચ હોય–છતા પણ કાલાદિક લબ્ધિ–સમયાનુકુળતા મળવાથી તે જૈનધર્મનો અધીકારી બની જાય છે સમન્તભદ્રાચાર્યના કથનાનુસાર તો સમ્યગ્દૃષ્ટિ ચાડાલને પણ દેવ માનવામા આવ્યો છે, પૂજ્ય માનવામા આવ્યો છે અને ગણધરાદિદ્વારા પ્રસ સનીય કહેવામા આવ્યો છે જેમકે—

सम्यग्दर्शनसम्पन्नमपि मातगदेहजम् ।
देवा देवं विदुर्भस्मगूढागारान्तरौजसम् ॥२८॥
—रत्नकरण्ड श्रावकाचार ।

શૂદ્રોની તો વાતજ શી પરંતુ જૈનશાસ્ત્રોમા મહામ્લેચ્છોને પણ મુનિ થઇ શકવાનો અધિકાર આપવામા આવ્યો છે જે મુનિ થઇ શકે છે તેને પછી કયો અધિકાર બાકી રહે છે? લબ્ધિસારમા મ્લેચ્છને પણ મુનિ થવાનું વીધાન નીચે પ્રમાણે કર્યુ છે

तत्तो पडिवज्जगया अज्जमिलेच्छे मिलेच्छ अज्जेय ।
कमसो अवर अवर वर वर होदि संख वा ॥१९३॥

ભાવાર્થ –પ્રતિપદસ્થાનોમાંથી પ્રથમ આર્યખંડનો મનુષ્ય મીથ્યાદ્રષ્ટિથી સંયમી થયો, તેનું જઘન્ય સ્થાન છે ત્યારપછી અસંખ્યાત લોક માત્ર ષટસ્થાનના ઉપર મ્લેચ્છ ખંડનો મનુષ્ય મિથ્યાદષ્ટિથી સકલ સંયમી (મુનિ) થયો, તેનુ જઘન્ય સ્થાન છે તેની ઉપર મ્લેચ્છખંડના મનુષ્ય દેશસંયતથી સકલ સંયમી થયો, તેનું ઉત્કૃષ્ટ સ્થાન છે ત્યારપછી આર્યખંડનો મનુષ્ય દેશસંયતથી સકલ સંયમી થયો, તેનું ઉત્કૃષ્ટ સ્થાન છે

લબ્ધિસારની એજ ૧૯૩મી ગાથાની સંસ્કૃત ટીકા નીચે પ્રમાણે છે—

"म्लेच्छभूमिजमनुष्याणां सकलसयमग्रहण कथ भवतीति नाशंकितव्य । दिग्विजयकाले चक्रवर्तिना सह आर्य-

खण्डमागतानां म्लेच्छराजानां चक्रवर्त्यादिभि सह जात-वैवाहिकसंबंधानां संयमप्रतिपत्तेरविरोधात् । अथवा चक्र-वर्त्यादिपरिणीतानां गर्भेषूत्पन्नस्य मातृपक्षापेक्षया म्लेच्छ-व्यपदेशभाज संयमसंभवात् । तथाजातीयकानां दीक्षा-र्हत्वे प्रतिषेधाभावात् ।"

ભાવાર્થ –કોઇ એમ કહી શકે છે કે મ્લેચ્છ ભૂમિજ મનુષ્ય મુનિ કેવી રીતે થઈ શકે? એ શંકા ઠીક નથી, કારણ કે દિગ્વિજયના સમયે ચક્રવર્તિની સાથે આર્યખંડમાં આવેલા મ્લેચ્છરાજાઓને સંયમની પ્રાપ્તિમાં કોઈ વિરોધ થઈ શકતો નથી. તાત્પર્ય એ છે કે તે મ્લેચ્છ ભૂમિથી આર્યખંડમાં આવીને ચક્રવર્તિ આદિથી સંબંધિત થતાં મુનિ બની શકે છે. બીજી વાત એ છે કે ચક્રવર્તિ દ્વારા વિવાહિત મ્લેચ્છ કન્યાઓથી ઉત્પન્ન થયેલાં સંતાન માતાની અપેક્ષાએ મ્લેચ્છ કહી શકાય છે, અને તેઓના મુનિ થવામાં કોઇપણ પ્રકારના નિષેધ હોય શકે નહિ.

આ વાતને સિદ્ધાન્તરાજ શ્રી જયધવલ ગ્રંથમાં પણ એ પ્રમાણે લખી છે કે—

"जइ एवं कुदो तत्थ संजमग्गहणसंभवोत्ति णा संक-णिज्जं । दिसाविजयपयट्टचक्कवट्टिखंधावारेण सह मज्झिम-खण्डमागयाणं मिलेच्छरायाणं तत्थ चक्कवट्टिआदिहिं सह जादवेवाहियसंबंधाणं संजमपडिवत्तीए विरोहाभावादो ।

अहवा तत्तत्कन्यकानां चक्रवर्त्यादिपरिणीताना मातृपक्षापेक्षया स्वयमकर्मभूमिजा इतीह विवक्षिता ततो-न किंचिद्विप्रतिपिद्ध । तथाजातीयकाना दीक्षार्हत्वे प्रतिषेधा भावादिति।'
—जयधवल आरा प्रति पृ० ८२७-२८

આ ટીકાઓથી જે વાતનું સ્પષ્ટિકરણ થાય છે એક તો મ્લેચ્છ લોક મુનિદીક્ષા લઇ શકે છે અને બીજી એ કે મ્લેચ્છકન્યા સાથે વિવાહ કરતા પણ કોઇ ધર્મ કર્મની હાની ઉત્પન્ન થતી નથી એનાથી ઉલટુ તે મ્લેચ્છ કન્યાઓથી ઉત્પન્ન થયેલા સંતાન પણ સજાતીય કન્યાથી ઉત્પન્ન થયેલા સંતાન જેટલાજ ધર્માદિના અધિકારી બને છે જય સેનાચાર્ય કૃત પ્રવચનસાર ટીકામા પણ સત્ શૂદ્રને જીનદીક્ષા લેવાનુ સ્પષ્ટ વિધાન છે જેમકે —

"एवगुणविशिष्टपुरुषो जिनदीक्षाग्रहणे योग्यो भवति। यथायोग्य सच्छूद्राद्यपि"

બીજા આ પ્રકારના અનેક કથનો જૈનશાસ્ત્રોમા માલમ પડે છે કે જે જૈનધર્મની ઉદારતાને પ્રગટ કરે છે પ્રત્યેક ૦ ક્તિને પ્રત્યેક દશામા ધર્મસેવન કરવાનો અધિકાર છે "હરિવંશપુરાણ"ના ૨ મા સર્ગના શ્લોક ૧૪થી૨૨ સુધીના વર્ણન પરથી વાંચકોને જાણ થશે કે જૈનધર્મે કેવા કેવા શૂદ્રસમ માનવીયોને જિનમંદિરમા દાખલ કરીને ધર્માધિકાર આપ્યા છે એક કથન એ પ્રકારનું છે કે વસુદેવ પોતાની પ્રિયતમા મદનવેગા સાથે સિદ્ધકૂટ ચૈત્યાલયની

વંદનાર્થે ત્યાં ત્યાં ચિત્રવિચિત્ર વેષધારી- લોકોને બેઠેલા જોઈને કુમારે રાણી મદનવેગાને તેઓની જાતિ બતાવવા કહ્યું ત્યારે મદનવેગા બોલી —

(૯) આમાંથી આ માતંગ જાતિના વિદ્યાધરોનું વર્ણન કરું છું નીલમેઘની સમાન શ્યામ-નીલી માળા ધારણ કરેલા માતંગસ્તંભની પડખે બેઠેલા માતંગ જાતિના વિદ્યાધરો છે (૧૫) મુડદાંઓના હાડકાના આભૂષણોથી યુક્ત, અને રાખ લગાડવાથી મેલા, સ્મશાનસ્તંભની પડખે બેઠેલા એ સ્મશાન જાતિના વિદ્યાધરો છે (૧૬) વૈડુર્યમણિની સમાન નીલ-નીલ વસ્ત્રોધારી પાંડુરસ્તંભની પડખે બેઠેલા પાંડુક જાતિના વિદ્યાધરો છે (૧૭) કાળા કાળા મૃગચર્મોને લપેટીને કાળા ચામડાના વસ્ત્ર અને માળા ધારણ કરીને કાળસ્તંભનો આશ્રય લઈને બેઠેલા આ કાલશ્વપાક જાતિના વિદ્યાધરો છે (૧૮) ઇત્યાદિ

આથી શું સિદ્ધ થાય છે? એજ કે રુદ્રાક્ષની માલાઓને ગળામાં નાખીને, હાડકાઓનું આભૂષણ ધારણ કરીને, અને ચામડાના વસ્ત્ર અંગીકાર કરેલા લોકો પણ સિદ્ધકૂટ-જિનચૈત્યાલયના દર્શન કરતા હતા પરંતુ, વિચાર તો કરો કે આજે જૈનોએ આવી ઉદારતાનો કેટલી નિર્દયતાથી નાશ કર્યો છે, જો વર્તમાનમાં જૈનધર્મની ઉદારતા પ્રમાણે કાર્ય લેવામાં આવે તો જૈનધર્મ વિશ્વધર્મ બની જાય અને સમસ્ત વિશ્વ જૈનધર્મી બની જાય

## स्त्रियोना अधिकार

जैनधर्मनी सौथी श्रेष्ठ उदारता ए छे के, पुरुषोनी माफक स्त्रियोने पण तमाम धार्मिक अधिकार आपवामा आव्या छे जे प्रकारे पुरुष पूजा-प्रक्षाल करी शके छे ते प्रकारे स्त्रियो पण करी शके छे जो पुरुष श्रावकना उच व्रत पाळी शके छे तो स्त्रियो पण उच श्राविका बनी शके छे जेम पुरुष उत्तममा उत्तम धर्मग्रंथोनु अध्ययन करी शके छे तेम स्त्रियो पण आर्यिका थइने पांच महाव्रत धारण करी शके छे

धार्मिक अधिकारोनी माफक सामाजीक अधिकार पण स्त्रियोने माटे सरखा छे परंतु ए वात बीजी छे के वैदिक धर्मादिना प्रभावथी जैनसमाज पोताना कर्तव्योने अने धर्मनी आज्ञाओने भूली जइने विपरीत मार्गने धर्म समजी रही छे जे प्रकारे संपत्तिनो अधिकारी पुत्र तो मनाय छेज परंतु पुत्रियोने एना अधिकारी मानवामा नथी आवती आम केम बने छे? शु पुत्रनी माफक पुत्रीने पण माता नव मास पेटमा नथी राखती? शु पुत्रनी समान पुत्रीना जन्म समये कष्ट सहन नथी करती? शु पुत्रनी माफक पुत्रीना पालनपोषणमा पीडा नथी थती? ए तो कहो के पुत्रियो पुत्रोनी माफक संपत्तिं अधिकारी केम नथी? जैनशास्त्रोमा आ संबंधी संपूर्ण उदारतानो निर्देश करतां स्पष्ट लख्यु छे के –

"पुण्यश्च सविभागार्हाः मम पुत्रैः समांशकं॥"१५४॥

—आदिपुराण पर्व ३८

અર્થાત્ -પુત્રીની માફક પુત્રિયોને પણ સમાન ભાગ વ્હેચીને આપવો જોઇએ.

આ પ્રકારે જૈન કાયદાની અનુસાર સ્ત્રિયોને, વિધવા ઓને અગર કન્યાઓને પુરૂષની સમાનજ સવ પ્રકારના અધિકાર છે આને માટે વિદ્યાવારિધિ જૈનદર્શન દિવાકર પ ચ પતરાયજી જૈન બારિષ્ટરકૃત "જૈન લૉ" નામનો ગ્રથ જોવો જોઇએ

જૈનશાસ્ત્રોમા સ્ત્રી સન્માનના પણ અનેક કથનો મળી આવે છે, જ્યારે મુર્ખજનતા સ્ત્રિયોને દાસી સમાન સમજે છે ત્યારે જૈનરાજા મહારાજાઓ પોતાની રાણીયોનુ સસ્નેહ સન્માન કરતા હતા અને પ્રેમનુ અર્ધું આસન બેસવાને આપતા હતા ભગવાન મહાવીર સ્વામીની માતા મહારાણી પ્રિયકારિણી જયારે પોતાના સ્વપ્નોનું ફલ પૂછવાને મહારાજા સિદ્ધાર્થ પાસે ગયા ત્યારે મહારાજાએ પોતાની ધર્મપત્નીને અર્ધુ આસન આપ્યું અને મહારાણીએ તેના પર બેસીને પોતાના સ્વપ્નનુ વર્ણન કર્યું જેમકે -

"समासाद्धासना स्वामान् यथाक्रममुदाहरत्॥"

—उत्तरपुराण।

આ પ્રકારે મહારાણીઓનુ રાજસભામા જવાના અને ત્યા સન્માન પ્રાપ્ત કર્યાના અનેક ઉદાહરણ જૈનશાસ્ત્રોમાં

भरेला छे ज्यारे वेद विगेरे स्त्रियोने धर्मग्रंथोनु अध्ययन करवानो निषेध करता 'स्त्रीशूद्रौ नाधीयाताम्' लखे छे त्यारे जैनग्रथ स्रीयोने अगियार अगधारी बतावे छे जेमके –

द्वादशांगधरो जातः क्षिप्रं मेघेश्वरो गणी।
एकादशांगभृज्जाताऽऽर्यिकापि सुलोचना ॥५२॥
—हरिवंशपुराण सर्ग १२।

भावार्थ –जयकुमार भगवानना द्वादशागधारी गणधर बन्या अने 'सुलोचना' अगियार अगधारी आर्यिका बनी

आ प्रकारे स्त्रियो सिद्धान्तग्रथोनु अध्ययन अने नार्थे जिनप्रतिमानी पूजा–प्रक्षाल पण करती हती अजना सुदरीए पोतानी सखी वसतमालानी साथे वनमा रहेता गुफामा विराजमान जिनमूर्तिनी पूजा–प्रक्षाल करी हती मदनवेगा अने वसुदेवे साथे सिद्धकूट चत्यालयमा जिन पूजा करी हती मैनासुदरी तो प्रतिदीन प्रतिमानी प्रक्षाल करती हती अने पोताना पति श्रीपालराजाने गधोदक लगाडती हती आवी रीते स्त्रियोथी थती पूजा–प्रक्षालना अनेक उदाहरणो मळी शके छे

हर्षनो विषय छे के आजे पण जैनसमाजमा स्त्रियो पूजन–प्रक्षाल करे छे परतु खेद छे के हजु पण केटलाक हठाग्रही लोको स्त्रियोने आ धर्मकृत्यनी अनधिकारी समजे छे एवा अविचारी बुद्धिजनो पर दया आवे छे कारण के जे स्त्रीने आर्यिका थइ शकवाना अधिकार प्राप्त छे ते

પૂજન-પ્રક્ષાલ નહિ કરી શકે એ કેટલી વિચિત્ર વાત છે પૂજન-પ્રક્ષાલ તો આરંભ થવાના કારણથી કર્મબંધના નિમિત્ત છે, એનાથી તો સંસાર (સ્વર્ગાદિ)માજ ભ્રમણ કરવુ પડે છે, પરંતુ આર્યિકા થવું એ સંવર અને નિર્જરાનું કારણ છે, જેનાથી ક્રમશ મોક્ષની પ્રાપ્તિ થાય છે તો એ વિચારવા યોગ્ય વાત છે કે જ્યારે એક સ્ત્રી મોક્ષના કારણભૂત સંવર નિર્જરા થવાવાલા કાર્યો કરી શકે છે અને સંસારના કારણભૂત બંધકર્તા પૂજન-પ્રક્ષાલાદિ નહિ કરી શકે, એ કેવી રીતે માની શકાય ?

જો સત્ય પૂછવામાં આવે તો જૈનધર્મ સર્વદા ઉદાર અને ઉન્નત રહ્યો છે તેને સ્ત્રી પુરુષ અગર બ્રાહ્મણ-શૂદ્રનો કોઈ પક્ષપાત નથી હા, એવા કોઈ દુરાગ્રહી પાપાત્મા થઈ ગયા છે કે, જેઓએ આવા પક્ષપાતી કથનો કરીને જૈન ધર્મને કલંકિત કર્યો છે. એનાથીજ ખેદખિન્ન થઈને આચાર્યકલ્પ પંડિતપ્રવર, ટોડરમલજીએ લખ્યું છે કે —

"बहुरि केई पापी पुरुष अपना कल्पित कथन किया है। अर तिनकों जिन वचन ठहरावें हैं। तिनकों जैनमत का शास्त्र जानि प्रमाण न करना। तहाँ भी प्रमाणादिक तें परीक्षा करि विरुद्ध अर्थ कों मिथ्या जानना।"
—मोक्षमार्गप्रकाशक पृ० ३०७ ॥

તાત્પર્ય એ છે કે જે ગ્રંથોમાં જૈનધર્મની ઉદારતાની વિરુદ્ધ કથન છે તે જૈનગ્રંથ કહેવાતો હોય છતાપણ મિથ્યા

માનવા જોઇએ ! કારણકે કેટલાક પક્ષપાતી લોકો અન્ય સંસ્કૃતિયોથી પ્રભાવિત થઇને સ્ત્રિયોના અધિકારોને અને જૈનધર્મની ઉદારતાને કચડી નાખે છે અને પોતાને નિષ્પક્ષપાતી માનીને ગ્રંથકાર થઇ બેઠા છે જ્યાં શુદ્ર-કન્યાઓ પણ જીનપૂજા અને પ્રતિમા-પ્રક્ષાલ કરી શકે છે (જુઓ ગૌતમ ચરિત્ર ત્રીજો અધિકાર) ત્યાં સ્ત્રિયોને પૂજા પ્રક્ષાલની અનધિકારી બનાવવી એ મૂર્ખતા નથી તો શું છે? સ્ત્રિયો ફક્ત પૂજા-પ્રક્ષાલજ કરતી નહોતી પરંતુ મુનિદાન પણ કરતી હતી, અને હજુપણ કરે છે જેમકે—

श्रीजिनेन्द्रपदांभोजसपर्यायां सुमानसा ।
शचीव सा तदा जाता जैनधर्मपरायणा ॥८६॥
ज्ञानरूपाय कांताय शुद्धचारित्रधारिणे ।
मुनीन्द्राय शुभाहारं ददौ पापविनाशनं ॥८७॥
—गौतमचरित्र तीसरा अधिकार।

ભાવાર્થ—સ્થંડિલા નામની બ્રાહ્મણી જિનેન્દ્ર ભગવાનની પૂજામાં પોતાનું ચિત્ત લગાવતી હતી અને ઇન્દ્રાણીની સમાન જૈનધર્મમાં તત્પર રહેતી હતી, તે સમયે તેણે જ્ઞાની સમ્યગ્જ્ઞાની શુદ્ધ ચારિત્રધારી ઉત્તમ મુનિયોને પાપનાશક શુભ આહાર આપતી હતી.

આ પ્રકારે સ્ત્રિયોના ધાર્મિક સ્વતંત્રતાના અનેક ઉદાહરણ મળી આવે છે

જ્યારે તુલસીદાસજીએ આ પ્રમાણે લખી માર્યું છે કે—

ढोर गवार शूद्र अर नारी।
ये सब ताडन के अधिकारी ॥

ત્યારે જૈનધર્મ સ્ત્રિયોની પ્રતિષ્ઠા કરવાનું બનાવે છે, સન્માન કરવાનું શિખવે છે અને તેઓને સમાન અધિકાર આપે છે જ્યારે વેદોમાં સ્ત્રિયોને અધ્યયન કરવાની આજ્ઞા નથી ત્યારે જૈનોના પ્રથમ તીર્થંકર ભગવાન આદિનાથે પોતાની બ્રાહ્મી અને સુન્દરી નામની પુત્રિયોને અધ્યયન કરાવ્યો હતો! એમને સ્ત્રીજાતિ પ્રતિ ઘણોજ આદરભાવ હતો પુત્રીયોને અધ્યયન કરાવવા માટે તેઓ ઉપદેશ આપે છે કે—

इदं वपुर्वयश्चेदमिदं शीलमनीदृशम्।
विद्यया चेद्विभूष्येत सफलं जन्म वामिदं ॥९७॥
विद्यावान् पुरुषो लोके सम्मतिं याति कोविदैः।
नारी च तद्वती धत्ते स्त्रीसृष्टेरग्रिमं पदं ॥९८॥
तद्विद्या ग्रहणे यत्नं पुत्रिके कुरुतं युवां।
तत्संग्रहणकालोऽयं युवयोर्वर्ततेऽधुना ॥१०२॥

—आदिपुराण पर्व १६॥

પુત્રિયો! જો તમારા આ શરીર અવસ્થા અને અનુપમ શીલ વિદ્યાથી વિભૂષિત કરવામાં આવે તો તમારા બન્નેનો જન્મ સફળ થઇ જાય સંસારમાં વિદ્યાવાન્ પુરૂષ વિદ્વાનોથી સન્માન પામે છે અને જો નારી ભણેલી શિક્ષિત વિદ્યાવતી

હોય તો તે નારી જગતમા પ્રધાન ગણાય છે એ માટે પુત્રિયો ! તમો પણ વિદ્યાગ્રહણ કરવાનો પ્રયત્ન કરો તમો બન્ને માટે વિદ્યાગ્રહણ કરવાનો આજ સમય છે

આ પ્રકારે સ્ત્રીશિક્ષા પ્રતિ સદ્ભાવ રાખવાવાલા ભગવાન આદિનાથે વિધિપૂર્વક સ્વય જ પુત્રિયોને ભણાવવાનો આરભ કર્યો આ સબધમા વિશેષ વર્ણન આદિપુરાણના એજ પ્રકરણમાથી મળશે, એથી માલમ પડશે કે આ યુગના સ્રષ્ટા ભગવાન આદિનાથસ્વામી સ્ત્રી શિક્ષાના પ્રચારક હતા. તેમને સ્ત્રિયોના ઉદ્ધારની ચિતા હતી અને તેઓ સ્ત્રિયોને સમાનાધિકારિણી માનતા હતા

પરતુ ખેદ થાય છે કે એમનાજ કહેવાતા કોઇ સ્વાર્થી અનુયાયીઓએ સ્ત્રિયોને વિદ્યાધ્યયન, પુજા-પ્રક્ષાલ વીગેરેની અનધિકારી બતાવી, સ્ત્રીજાતિ પ્રત્યે ઘોર અન્યાય કર્યો છે સ્ત્રી જાતિને અશિક્ષિત રાખવાથી સમસ્ત સમાજ અને દેશને જે ભારી નુકશાન થયુ છે તે અવર્ણનીય છે સ્ત્રીને મુર્ખ રાખીને સ્વાર્થી પુરૂષોએ તેની સાથે પશુ સમાન વ્યવહારનો પ્રારભ કર્યો અને એકધારી મનમાનિત ગ્રથો રચીને સ્ત્રીજાતિની પેટ ભરીને નિદા કરી મુકી છે એક સ્થાનપર નારી નિદા કરતા એક વિદ્વાન લખે છે કે –

आपदामाकरो नारी नारी नरकवर्तिनी ।
विनाशकारणं नारी नारी प्रत्यक्षराक्षसी ॥

શુ આવા વિદ્વેષ, પક્ષપાત અને નીચતાની કાંઇ હદ છે ! જે પ્રકારે સ્વાર્થી પુરૂષ સ્ત્રિયોને માટે નિન્દાસૂચક શ્લોક રચી શકે છે તે પ્રકારે સ્ત્રિયો પણ જો વિદુષી થઇને શ્લોકરચના કરે તો તેઓ પણ નીચે પ્રમાણે લખી શકે એમ છે, કે–

पुम्पो विगर्ना खानिः पुमान् नरकपद्धति ।
पुम्प पापानां मूल पुमान् प्रत्यक्षराक्षस ॥

કેટલાક જૈન ગ્રંથકારોએ પાઠ ગ્રંથો સ્ત્રિયો પ્રતિ કોણ જાણે શું શું લખી માર્યું છે ! કોઈ સ્થાને સ્ત્રિયોને વિષવેલ લખી છે તો કોઇ સ્થાને ઝેરી નાગણ લખી મારી છે, કોઈ સ્થાને વિષભરી ખંજર ગણી છે તો કોઇ સ્થાને દુર્ગુણોની ખાન લખી છે. આ પ્રકારે લખી લખીને પક્ષપાતથી પ્રજ્વલિત પોતાના કલેજા ઠંડા કર્યા છે પરંતુ એના જવાબમાં એક વર્તમાન કવિએ ઘણી સુન્દર કવિતા લખી છે કે–

वीर, बुद्ध अरु राम कृष्ण से अनुपम मानी ।
तिलक, गोखले, गांधीसे अद्भुत गुण खानी ॥
पुरुष जाति है गर्व कर रही जिन के ऊपर ।
नारि जाति थी प्रथम शिक्षिका उनकी भूपर ।
धक्क पक्क उंगली हमने चलना सिखलाया ।

मधुर बोलना और प्रेम करना सिखलाया ॥
राजपूतनि का वेष धार मरना सिखलाया ।
ज्यों गृहयोगी हुई स्वर्ग अरु भू पर माया ॥
पुण्य वर्ग खेला गोदी में सतत हमारी ।
भले बना हो सम्मति हम-पर अत्याचारी ॥
किन्तु यही सन्तोष हमें नहिं-हम निज प्रण से ।
पुण्य जाति क्या उऋण हो सकेगी इस ऋण से ॥

ભગવાન મહાવીરસ્વામીના શાસનમાં મહિલાઓનું ઘણું જ ઉચ્ચ સ્થાન છે. મહાવીર સ્વામીએ સ્વયં અનેક મહિલાઓનો ઉદ્ધાર કર્યો છે. ચન્દના સતીને એક વિદ્યાધર ઉઠાવી ગયો હતો ત્યાંથી તે ભીલોના પંજામાં ફસી પડી. પરંતુ જ્યારે ત્યાંથી જેમ તેમ કરીને છૂટીને આવી ત્યારે સ્વાર્થી સમાજે તેણીને શંકાની દૃષ્ટિથી નીરખી એક સ્થળે તેણીને દાસીનું દયામય સ્થાન મળ્યું. તેની પ્રતિ સર્વ તિરસ્કાર કરતા હતા ત્યારે ભગવાન મહાવીરસ્વામીએ તેણીના હાથથી આહાર ગ્રહણ કર્યો અને તે ભગવાન મહાવીરસ્વામીના સંઘમાં સર્વશ્રેષ્ઠ આર્યિકા બની ગઈ. તાત્પર્ય એ છે કે જૈનધર્મમાં મહિલાઓને પુરૂષોના જેટલું જ ઉચ્ચ સ્થાન છે પણ એ વાત જુદી છે કે આજે જૈનસમાજ પોતાની જવાબદારી ભૂલી ગઈ છે.

# વૈવાહિક ઉદારતા

જૈનધર્મની સર્વથી અધિક પ્રશંસનીય અને અનુકરણીય ઉદારતા તો વિવાહ સંબંધીની છે. અહિંયા વર્ણાદિનો વિચાર નહિં કરતા ગુણવાન વરકન્યા સાથે સંબંધ કરવાની સ્પષ્ટ આજ્ઞા છે. હરિવંશપુરાણનો સ્વાધ્યાય કરવાથી માલુમ પડશે કે પહેલા વિજાતીય વિવાહ થતા હતા, અસવર્ણ વિવાહ થતા હતા, સગોત્ર વિવાહ પણ થતા હતા, સ્વયંવર થતા હતા, વ્યભિચારી જાતો સાથે પણ વિવાહ થતા હતા, મ્લેચ્છો, વેશ્યાઓ વિગેરે સુધીના કુટુંબો સાથે વિવાહ થઇ જતા હતા છતા પણ આ પ્રકારના વિવાહ સંબંધ કરનારને માટે મંદિર નહિં તો બંધ હતુ, નહિ તેઓને જાતિ વિગેરેથી બહિષ્કૃત કરવામાં આવતા હતા અને નહિં તેઓને ઘૃણાની દૃષ્ટિથી નિહાળવામા આવતા હતા*

પણ ખેદ છે કે આજે કેટલાક દુરાગ્રહી લોકો કેટલીક જાતિઓ ખંડેલવાલ, પરવાર, ગોલાલારે, ગોલાપુર્વ, અગ્રવાળ, પદ્માવતીપુરવાર, હુમડ, વગેરેમા પરસ્પર વિવાહ કરવાથી ધર્મનો વિનાશ થતો માને છે પણ તેઓને ખબર નથી કે

* આ વિષયને વિસ્તારપૂર્વક સમજવા જાણવાને માટે શ્રી પં. જુગલકિશોરજી મુખ્તાર લિખિત "વિવાહ ક્ષેત્ર પ્રકાશ" જોવાને માટે વાચકોને આગ્રહ છે. —લેખક

૧ શ્રેણિક રાજાએ બ્રાહ્મણની પુત્રી નન્દશ્રી સાથે વિવાહ કર્યો હતો ૨ પોતાની પુત્રી ધન્યકુમાર વૈશ્યને આપી હતી ૩ રાજા જયસેને પોતાની પુત્રી પૃથ્વીસુન્દરી પ્રીતિકર વૈશ્યને આપી હતી ૪ રાજા ઉપશ્રેણિકે ભીલની પુત્રી તિલકવતી સાથે વિવાહ કર્યો હતો. ૫. સમ્રાટ ચન્દ્રગુપ્તે ગ્રીસદેશના (મ્લેચ્છ) રાજા સેલ્યુકસની કન્યા સાથે વિવાહ કર્યો હતો ૬ મ્લેચ્છની કન્યા જરા સાથે નેમિનાથના કાકા વસુદેવે વિવાહ કર્યો હતો ૭ ચારુદત્ત (વૈશ્ય)ની પુત્રી ગાન્ધર્વસેનાએ રાજા વસુદેવ (ક્ષત્રિય)ની સાથે લગ્ન કર્યું હતું ૮ ઉપાધ્યાય (બ્રાહ્મણ) સુગ્રીવ અને યશોગ્રીવે પણ પોતાની બે કન્યાઓ વસુદેવ(ક્ષત્રિય)ને વિવાહમા આપી હતી ૯ બ્રાહ્મણકુલમા ક્ષત્રિય માતાથી ઉત્પન્ન થયેલી કન્યા સોમશ્રી સાથે વસુદેવે વિવાહ કર્યો. ૧૦ શેઠ કામદત્ત (વણિક)ની કન્યા બન્ધુમતીનો વિવાહ વસુદેવ સાથે થયો હતો આ પ્રકારે દશ નહિ પરન્તુ અનેક ઉદાહરણ ટાંકી શકાય છે, જેનાથી જ્ઞાત થશે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર તથા મ્લેચ્છોની કન્યાઓ સાથે વિવાહ યોજવામા કોઇ પાપ નહોતું એમ કરવાથી નહિ કે ધર્માધિકાર મટી જાય છે અને નહિ કે લૌકિક હાની થાય છે ભગવજ્જિનસેનાચાર્યે તો આદિપુરાણમા સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે કે —

शूद्रा शूद्रेण वोढव्या नान्या स्वां ता च नैगम ।

 

-वहेत् स्वां ते च राजन्य' स्वां द्विजन्मा क्विचिन्न ता ॥

ભાવાર્થ-શૂદ્રે શૂદ્રની કન્યા સાથે વિવાહ કરવો જોઇએ, વૈશ્ય વૈશ્યની તથા શૂદ્રની કન્યા સાથે વિવાહ કરી શકે છે, ક્ષત્રિય પોતાના વર્ણની તથા વૈશ્ય અને શૂદ્રની કન્યા સાથે પણ વિવાહ કરી શકે છે, અને બ્રાહ્મણ, બ્રાહ્મણ તથા અન્ય ત્રણ વર્ણની કન્યાઓ સાથે પણ વિવાહ કરી શકે છે

આવુ સ્પષ્ટ કથન હોવા છતા પણ જે લોકો કલ્પિત ઉપજાતિઓ તથા પેટાજાતિયોમા ( આંતરજાતિય ) વિવાહ કરવામા ધર્મકર્મની હાની સમજે છે તેઓની મનોદશા વિષે શુ કહેવુ ? અદીર્ઘદર્શી, અવિચારી, અને હઠીલા લોકોની જાતિના જુઠા અભિમાન સામે આગમ અને યુક્તિયોનુ સમર્થન વ્યર્થ લાગે છે જ્યારે લોકોએ જાતિ હઠ પકડી રાખ્યો છે ત્યારે જૈનગ્રંથોએ જાતિકલ્પનાના ભૂકેભૂકા કરી નાખ્યા છે જેમકે -

अनादाविह ससारे दुर्वारे मकरध्वजे।
कुले च कामनीमूले का जातिपरिकल्पना ॥

ભાવાર્થ -આ અનાદિ સંસારમા દુર્નિવાર કામદેવ હમેશથી ચાલતો આવેલો છે તથા કુળનું મુળ કામની છે ત્યારે તેના આધારે જાતિકલ્પના કરવી કયા સુધી યોગ્ય હોઈ શકાય ? તાત્પર્ય એ છે કે કોણ જાણે કયા પ્રકારે કામદેવની ઝપટમા કોણ, કયારે, કેવી રીતે આવી પડયુ

હશો? ત્યારે જાતિ અને તેની ઉચ્ચ નીચતાનુ અભિમાન રાખવુ વ્યર્થ છે એ વાતને ગુણભદ્રાચાર્યે ઉત્તર પુરાણના પર્વ ૭૪મા સ્પષ્ટ શબ્દોમા સમજાવી છે, કે—

वर्णाकृत्यादिभेदाना देहेऽस्मिन्न च दर्शनात् ।
ब्राह्मण्यादिषु शूद्राद्यैर्गर्भाधानप्रवर्तनात् ॥४९१॥

ભાવાર્થ—આ શરીરમા વર્ણ અગર આકારને લીધે કાંઈપણ ભેદ માલમ પડતો નથી તથા બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્યોમા શૂદ્રોદ્વારા પણ ગર્ભાધાનની પ્રવૃત્તિ જોવામા આવે છે ત્યારે કોઇપણ વ્યક્તિ પોતાના ઉત્તમ અને ઉચ્ચ વર્ણનું અભિમાન કેવી રીતે રાખી શકે? તાત્પર્ય એ છે કે જે વર્તમાનમાં સદાચારી છે તે ઉચ્ચ છે અને જે દુરાચારી છે તે નીચ છે.

આ પ્રમાણે જાતિ અને વર્ણની કલ્પનાને મહત્વ નહિ આપતા જૈનાચાર્યોએ આચરણ પર ભાર મુકયો છે. જૈન ધર્મની આવી ઉદારતાને ઠોકરે મારીને જે લોકો અંતરજાતિય વિવાહનો પણ નિષેધ કરે છે તેમની દયામય બુદ્ધિ પર વિચાર નહિ કરતા જૈન સમાજે પોતાનુ ક્ષેત્ર વિસ્તૃત ઉદાર, ઉન્નત અને અનુકૂળ બનાવવું જોઈએ.

જૈન શાસ્ત્રોને, કથાગ્રંથોને અગર પ્રથમાનુ યોગને ઉઠાવીને જુઓ તો-તેમાં તમોને પદે પદે વિવાહિક ઉદારતા દૃષ્ટિગોચર થશે. પૂર્વે સ્વયવર પ્રથા પ્રચલિત હતી, ત્યારે જાતિ

અગર કુલની પરવા નહિ કરતા ગુણો પરજ ધ્યાન રાખવામા આવતુ હતુ જે કન્યા કોઈપણ ઉચ્ચ અને નીચ, મોટી અગર નાના કુલવાલાના ગુણો પર મુગ્ધ થઇને વિવાહ કરે તો કોઇ વિરોધ અગર અર્ણગમો બતાવતા નહોતા. હરિવંશપુરાણમાં આ સબંધી લખ્યું છે કે—

कन्या वृणीते रुचिर स्वयँवरगता वर।
कुलीनमकुलीनं वा क्रमो नास्ति स्वयम्वरे ॥११-७१॥

ભાવાર્થ—સ્વયવરગત કન્યા પોતાને પસંદ વરનો સ્વિકાર કરે છે, પછી તે વર કુલીન હોય અથવા અકુલીન હોય, કારણ કે સ્વયવરમા કુલીનતા અકુલીનતાનો કોઈ નિયમ નથી

હવે વિચાર કરો કે જ્યા કુલીન અકુલીનનો વિચાર નહિ કરવાની વિવાહિક ઉદારતા બતાવવામા આવી છે ત્યાં અન્તર્જાતિય વિવાહની શુ મોટી વાત છે એમા તો એકજ જાતિ, એકજ ધર્મ અને એકજ આચારવિચારવાલા સાથે સબંધ યોજવાનો છે એ ખાત્રી રાખજો કે જ્યાસુધી વિવાહિક ઉદારતા પુન ચાલુ નહિ થશે ત્યાંસુધી જૈનસમાજની ઉન્નતિ થવી કઠીનજ નહિ કિંતુ અસભવ છે

## ઉપસંહાર

જૈનધર્મની ઉદારતા સબંધી જેટલુ લખી શકાય એટલુ ઓછુ છે જૈનધર્મ સર્વ વાતમા ઉદાર છે હુ જૈન છુ એ

માટે નહિ પરતુ સત્યને સન્મુખ રાખીને એ વાત ભાર પૂર્વક કહી શકું છુ કે "જેટલી ઉદારતા જૈનધર્મમા માલમ પડે છે તેટલી જગતના કોઇપણ ધર્મમા મળી શકતી નથી" એ વાત જુદી છે કે આજે જૈનસમાજ એનાથી વિમુખ થઇને જૈનધર્મને કલકિત કરી રહી છે આ નાનકડા પુસ્તકથી જૈનધર્મની ઉદારતાનો વિચાર કરી શકાય છે, આજે પણ જૈનસમાજમા કેટલાક એવા સાધુ પુરૂષો અસ્તિત્વ ધરાવે છે કે જેઓ જૈનધર્મની ઉદારતાને પુન અમલમા લાવવાને પ્રયત્ન કરી રહ્યા છે દિ મુનિ શ્રી સૂર્યસાગરજી મહારાજના આ સબધી અમૂક વિચારો "પતિતોદ્ધાર"ના પ્રકરણમા આપ્યા છે આ સબધી થોડાક સમય પૂર્વે જ્યારે તેઓશ્રી સઘસહિત અલીગજ પધાર્યા હતા ત્યારે તેમણે એક જૈનેતર ભાઈના પ્રશ્નોના ઉત્તરો જે ઉદારભાવોથી આપ્યા હતા તેનો થોડાક સાર નીચે પ્રમાણે છે

શૂદ્ર જો શ્રાવકાચાર પાળતો હોય અને સત્શૂદ્ર હોય તો તેને ત્યા સાધુ આહાર પણ લઇ શકે છે શૂદ્રજ ફક્ત નહિ પરતુ ચાડાલ જાતિય પણ ધર્મનુ પાલન કરી શકે છે જૈનધર્મ બ્રાહ્મણ વૈશ્યનો ધર્મ નથી, પ્રાણી માત્રનો ધર્મ છે આજ કાલના જૈનોએ તો તેને તાબામા રાખ્યો છે સત્શુદ્ર અવશ્ય પૂજન કરશે જેને તમો સ્પૃશ કરવા માગતા નથી તેને સ્પૃશ નહિ કરો. પરતુ મદિરની સન્મુખ માન સ્તભ રાખો કે જેની તેઓ પુજા કરી શકે" ઇત્યાદિ

જો આવી પ્રકારના ઉદાર વિચાર આપણા સર્વ સાધુઓના થઈ જાય તો ધર્મનો ઉદ્ધાર અને સમાજનું કલ્યાણ થવામાં વિલંબ નહિ રહે ! પરંતુ ખેદની વાત છે કે સ્વાર્થી અને સંકુચિત દૃષ્ટિવાલા પંડિતમન્યોની જાળમાં ફસાઈને આપણો મુનિસંઘ પણ જૈનીધર્મની ઉદારતાને ભૂલી રહ્યો છે

હવે તો સાચું કાર્ય યુવકોને માટે છે જો તેઓ જાગૃત થઈ જાય અને પોતાનું કર્તવ્ય સમજે તો ભારત વર્ષમાં ફરીથી એજ ઉદારધર્મની આણ પ્રવર્તે

ઉત્સાહી યુવકો ! હવે જાગૃત થાવ, સંગઠન કરો ધર્મને ઓળખો અને જે કાર્ય ભગવાન અકલંકાદિ મહાપુરુષોએ કર્યું એવું કાર્ય કરી બતાવો એ માટે સ્વાર્થ ત્યાગ કરવો પડશે, પંચાયતોનો જૂઠો ભય છોડવો પડશે, બહિષ્કારની તોપને પોતાની સામી છાતીએ ઝીલવી પડશે, અને અનેક પ્રકારના અપમાન સહન કરવા પડશે જે ભાઈ બ્હેન નાના નાના અપરાધોના કારણથી જાતિપતિત થયા છે તેઓને શુદ્ધ કરીને તમારે ગળે લગાવો, જે દીન-હીન પતિત જાતિયો છે તેને સુસંસ્કારિત કરીને જૈનધર્મી બનાવો, સ્ત્રિયો અને શૂદ્રોનો અધિકાર વિના માગ્યે પ્રદાન કરો અને સમજાવો કે તેમનું શું કર્તવ્ય છે. અન્તર્જાતિય વિવાહનો પ્રચાર કરો અને સર્વને બતાવી દો કે

# સમ્મતિઓનો સાર

જૈન ધર્મની ઉદારતાપર લગભગ ઘણા ખરા જાણીતા વિદ્વાનોએ પોતાની શુભ સમ્મતિઓ આપી છે જેમાની કેટલીક સમ્મતિઓનો સાર અહીં આપવામા આવે છે

૧ જૈનાચાર્ય શ્રી સુર્યસાગરજી મહારાજ—પ પરમે ષ્ઠી લાલજીએ આ પુસ્તક લખીને જૈન સમાજ પર અત્યત ઉપકાર કર્યો છે એમા સિદ્ધાતાનુસાર જૈનધર્મની ઉદારતા પ્રગટ કરવામા આવી છે જૈન ધર્મને પ્રત્યેક પ્રાણી ધારણ કરી શકે છે લેખકના આ પ્રયત્નથી હુ અત્યત પ્રસન્ન છુ

૨ સ્યાદ્વાદવારિધિ જૈન સિદ્ધાન્ત મહોદધિ પ બશીધરજી ન્યાયાલકાર—જૈન ધર્મની ઉદારતાથી એ સારી રીતે પ્રગટ થાય છે કે પ્રાચીન કાળમા જૈન ધર્મનો કેવો પ્રચાર હતો શુદ્ધિનો માર્ગ કેવો પ્રચલિત હતો જાતિ તેમજ વર્ણ શોનાપર અવલબિત હતા. ખરેખર જૈનધર્મ પ્રાણિમાત્રના હિતેચ્છક છે

૩ પ ઉદાલાલજી પરવાર સુપ્રિટે િ જૈન બોર્ડિંગ અમદાવાદ—આ પુસ્તક લખીને સમાજ પર અત્યત ઉપકાર કર્યો છે આ પુસ્તકો વિવિધ ભાષામા પ્રચાર કરવાથી મનુષ્યજાતિ પર મોટો ઉપકાર થશે જાતિએ તે જૈનધર્મ તો લગભગ નષ્ટ કરી દીધો છે આ પુસ્તકથી જૈનધર્મની ઉદારતાનો સૂર્ય પૂર્ણ પ્રકાશશે

૪ સુપ્રસિદ્ધ ઇતિહાસકાર વિદ્વાન પ જુગલકિશોરજી મુખત્યાર—પુસ્તક સુદર છે તેમજ તે ઉપયોગી છે જૈન ધર્મની ઉદારતાની સાથે લેખકના હૃદયની ઉદારતા પણ પ્રગટ કરે છે

૫ વિદ્યાવારિધિ જૈનદર્શનદિવાકર. પં ચંપતરાયજી જૈન બેરિસ્ટર (લંડન) –આ પુસ્તક બહુજ સુંદર છે વિદ્વાન લેખકે જૈન ધર્મના વાસ્તવિક સ્વરૂપને ઘણીજ ખૂબીથી બતાવ્યુ છે, ઉદાહરણ બધાજ શાસ્ત્રીય છે એમાં કોઇપણ જાતના વાંધાને સ્થાન નથી આવા પુસ્તકોથી જૈન ધર્મનુ મહત્ત્વ પ્રગટ થશે

૬ બા કામતાપ્રસાદજી જૈન એમ આર એ. એસ (લંડન) –આ પુસ્તકના અધ્યયનથી એ સિદ્ધ થશે કે જૈન ધર્મ એક પરમ ઉદાર ધર્મ છે એ જીવમાત્રનો કલ્યાણ કર્તા છે વિદ્વાન લેખકે શાસ્ત્રોના અનેક પ્રમાણોથી એ સિદ્ધ કર્યુ છે

૭ ધર્મરત્ન પં દીપચંદજી વર્ણી –લેખકે કથાગ્રંથો અને સિદ્ધાન્તગ્રંથોના દૃષ્ટાંતોથી જૈન ધર્મની ઉદારતા તેમજ સર્વોત્કૃષ્ટતાનો સંક્ષિપ્ત પરિચય કરાવ્યો છે પ્રત્યેક મનુષ્યે એનુ અવશ્ય અધ્યયન કરવુ જોઇએ

૮ હિન્દીના સુપ્રસિદ્ધ નવલકથાકાર બા જૈનેન્દ્રકુમારજી દિલ્હી –જે ધર્મ ઉદાર નથી તે ધર્મની વિટંબના છે જૈન સમાજ આ પુસ્તકથી કંઇક ઉદારતાના પાઠ લેશે તો લેખકનો પરિશ્રમ સફળ થશે

૯ બા લક્ષ્મીચંદજી એમ એ દિલ્હી–લેખકે આ પુસ્તકદ્વારા સૂતેલી જૈન સમાજને બળપૂર્વક હચમચાવવાનો સાહસિક પ્રયત્ન કર્યો છે લેખક આ યુગના જીવંત યુવક છે એમણે જૈન ધર્મના સુંદર સ્વરૂપને જોયુ છે આ પુસ્તકથી એ ઉદારરૂપ આપણને બતાવ્યુ છે આ પુસ્તક એક ચિનગારીના જેવુ છે

